A NEW



# GUJARATI GRAMMAR

WITH

# ANALYSIS AND PARSING

BY

HARGOVIND DWARKADAS Kantavala
Educational Inspector, Baroda.
AND
LALSHANKAR UMIASHANKAR Travadi
Subordinate Judge of Dhandhuka.

2ND EDITION.

AHMEDABAD:
Printed at the Ahmedabad United Printing and General Agency Company's (Limited) Press by Ranchorlal Gungaram.

A. D. 1882.



Price 12 annas.

नवुं

# गुजराती भाषानुं व्याकरण.

વાક્ય પ્રથક્કૃતિ અને પદચ્છેદ સાથે.

રચનાર.

## હરગોવિંદ દ્વારકાંદાસ કાંટાવાળા.

વડોદરા કેળવણી ખાતાના ઈન્સ્પેક્ટર.

અને

## લાલશંકર ઉમિયાશંકર ત્રવાડી.

ધંધુકાના મુનસફ.

******

બીજી આવૃત્તિ.

अमदावाद.

યુનાઈટેડ પ્રીન્ટિંગ અને જનરલ એજન્સી કંપની
(લીમિટેડ) ના પ્રેસમાં છપાવ્યું.

ઈ. સ. ૧૮૮૨. સંવત ૧૯૩૭.





કીમત રૂ. ૦-૧૨-૦

# પ્રસ્તાવના.

હિંદુસ્તાનની બીજી ઘણી ભાષાઓની પેઠે ગુજરાતી ભાષાનું મૂળ પણ સંસ્કૃત છે. સંસ્કૃત બોલનારા આર્ય લોકો જે જે ભાગમાં ગયા, તે તે ભાગના અસલી રહેવાસીઓની અને તેમની ભાષાની પડતી ચાલી. અસલી રહેવાસીઓ આર્ય લોકોના દાસ થઇને રહ્યા. શુદ્ધ બોલતાં ન આવડ્યાથી તેમણે સંસ્કૃત ભાષા બગાડી, અને તેમના સહવાસથી આર્ય લોકોનાં બૈરાં છોકરાં પણ અપભ્રષ્ટ સંસ્કૃત અને ત્યાંના દેશી શબ્દો બોલવા લાગ્યાં. આથી વ્યવહારિક ભાષા પ્રાકૃત થઈ. પ્રાકૃત ઉપરથી વળી અપભ્રંશ થઈ, ને અપભ્રંશથી ગુજરાતી થઈ છે. મૂળે એ ભાષા ફકત સાધારણ બોલચાલમાં વપરાતી, અને વિદ્યા સંબંધી પુસ્તકો લખવામાં તથા વાદ વિવાદ કરવામાં ને રાજદ્વારે તો સંસ્કૃતજ ચાલતી. જેમ જેમ વખત જતો ગયો, તેમ તેમ વધારે અપભ્રંશ થઇને તે સંસ્કૃતથી વધારે જુદી પડતી ગઈ. મુસલમાનો સાથે સંબંધ થયો તે અગાઉ ગુજરાતીનું રૂપ કેવું હતું. તે બરોબર કહી શકાતું નથી; તોપણ શાસ્ત્રી વ્રજલાલ કાળીદાસ પાસેથી જુની ગુજરાતીનું એક વ્યાકરણ અને ઉખાણાનું પુસ્તક અમને મળ્યું હતું, તેની ભાષા હાલની ગુજરાતીથી ઘણી વાતે જુદી હતી.

શાસ્ત્રી વ્રજલાલ જણાવે છે કે, "ચૌલુક્ય વંશના ક્ષત્રીયો ગૂર્જર દેશના રાજા થયા તેમના પ્રબંધ સંસ્કૃતમાં બહુ લખાયલાછે. તે વાંચતાં એવું જણાઇ આવેછે, કે ગૂર્જર આદિક દેશોમાં યવનરાજની પૂર્વે ગામો ગામ સંસ્કૃત ભણાવતા હતા. તેમાં વ્યાકરણમાં सिद्धोवर्ण समाम्नायः એ વ્યાકરણ શીખવતા. વાચનમાં નીતિ ગ્રંથો. ગણિતમાં લીલાવતી

ઇત્યાદિ. ધર્મ તથા વિદ્યાના ગ્રંથો સંસ્કૃતમાં લખાતા હતા, અને રાજદ્વારી વહિયો તથા વ્યવહારમાં ખત પત્રાદિક તથા શિલાલેખ, પ્રશસ્તિ (જાહેર ખબર) પત્ર પણ સંસ્કૃતમાં લખાતાં પ્રબંધોવડે કુંભાર લવાર આદિક બાળ ગોપાળ ને શૂદ્રાદિક સહુ સંસ્કૃત ભણતા એવું સિદ્ધ થાય છે."

મુસલમાનોનું રાજ્ય થયું ત્યારથી ફારશી અને અરબી શબ્દ ગુજરાતીમાં દાખલ થવા માંડ્યા, તથા સંસ્કૃતનું બળ ઘટવા લાગ્યું. તો પણ વિદ્વાન થવાને તો સંસ્કૃત ભણવું પડતું. હાલના જેવી ગુજરાતી ક્યારથી બોલાવા માંડી તે બરોબર જણાતું નથી. બસે ત્રણસેં વરસની કવિતાની ભાષા હાલની ગુજરાતી સાથે મળતી આવેછે, પણ તે વખતનાં ગદ્યમાં લખાએલાં પુસ્તક અને રાસાની ભાષા જુની ગુજરાતી છે. તે અપભ્રંશ ભાષાને વધારે મળતી છે. અંગ્રેજ સરકારનું રાજ્ય આવ્યું તે અગાઉ ગામઠી નિશાળોમાં ગુજરાતીની કેળવણી ફકત કાગળપત્ર લખવા વાંચવા જેટલી મળતી. જેને વધારે જ્ઞાન મેળવવું હોય, તે સંસ્કૃતનોજ અભ્યાસ કરતા, અને વિદ્વાન પણ તેજ ગણાતા. ગુજરાતી કરતાં સંસ્કૃતમાં કંઇ બાબત લખે તે વધારે માન ભરેલું ગણાતું, અને તેથી અક્ષર વિદ્યા સંબંધી ગુજરાતી ગદ્યમાં સારાં પુસ્તકો, થોડાક સંસ્કૃતના તરજુમા શિવાય, થયાંજ નથી. સંસ્કૃતનું વ્યાકરણ ભણી પંડિત થાય, પણ ગુજરાતી ભાષાનું વ્યાકરણ હોય કે નહીં, ને હોય તો તે વ્યાકરણના શા શા નિયમ છે એ તેઓ જાણેજ નહીં. આ પ્રમાણે છેક ચાલતા સૈકા સુધી ગુજરાતીની સ્થિતિ હતી.

અંગ્રેજ સરકારે ગુજરાતીમાં કેળવણી આપવાને નિશાળો સ્થાપી, કેટલીક અંગ્રેજી ચોપડીઓનાં ગુજરાતીમાં ભાષાં-

તર કરાવ્યાં, અને ગુજરાતી ભાષાનું વ્યાકરણ રચાવ્યું. પછી ગુજરાતી ભાષામાં સારા સારા ગ્રંથકારો થવાથી દિનપરદિન પુસ્તકો વધતાં ગયાં, અને ભાષા તથા વ્યાકરણ ઉપર વધારે લક્ષ અપાયું. ઈ. સ. ૧૮૫૭-૫૮ માં હોપ સાહેબે ગુજરાતીને નવો જન્મ આપ્યો. તેમણે શાળોપયોગી સાત ચોપડીઓ તેની સાથે ગુજરાતી ભાષાના વ્યાકરણનાં મૂળતત્વ પ્રસિદ્ધ કર્યાં.

કેળવણી ખાતાને માટે ગુજરાત શાળપત્ર પ્રગટ થયા પછી થોડી મુદતે વ્યાકરણ સંબંધી પ્રશ્નો મેહેતાજીઓ તરફથી આવવા લાગ્યા. નિશાળોમાં ચાલતું વ્યાકરણ બહુ નાનું હોવાથી, અને એ સમયે સારી પ્રતિનું બીજું એકે વ્યાકરણ ન હોવાથી, શીખનાર શીખવનારને ઘણી તરેહના સંદેહ પડતા હતા, માટે વ્યાકરણ સંબંધી કંઈ વધારે ખુલાસો થવા સારૂ એ પત્રમાં કેટલાક વિષયો લખવા શરૂ કીધા. સુરત ટ્રેનિંગસ્કુલ તરફથી વ્યાકરણ સંબંધી વાદ થતાં કેટલીક જાતનો શોધ કરવો પડ્યો; પછીથી અપવાદો, રૂઢીઓ, નિયમો, વગેરેનો સંગ્રહ કરવા માંડ્યો, અને એક જુદુંજ વ્યાકરણ છપાવવાનો વિચાર કર્યો. પણ રેવરંડ ટેલર સાહેબ ગુજરાતી ભાષાનું મોટું વ્યાકરણ બનાવે છે. એ વાત અમારા જાણવામાં આવી, એટલે અમે તે છપાવવાનો વિચાર છોડી દીધો.

રેવરંડ ટેલરસાહેબે ભાષા શાસ્ત્ર, સંસ્કૃત સાથેનો ગુજરાતીનો નિકટનો સંબંધ, પ્રત્યયો વગેરેનાં મૂળ, એમનો સારો શોધ કરીને ગુજરાતીની અચ્છી સેવા બજાવી. ગુર્જરભાષાનું પંડિતાઈ ભરેલું મોટું વ્યાકરણ રચવાનું પ્રથમ માન એમને છે. પરંતુ એમણે ઘણે ઠેકાણે ગુજરાતીમાં ન વપરાય એવા સંસ્કૃત શબ્દ અને વાક્ય રચના વાપરી ભાષા અઘરી કરી નાખી, કેટલાક અઘરા વિષયો દાખલ કર્યા. એ અને બીજાં કારણોથી

વિદ્યાર્થીઓને એમનું વ્યાકરણ મુશ્કેલ થઈ પડ્યું. મેહેતાજીઓ ગભરાયા, અને ખુલાસો મળવાને બદલે તેઓ વધારે ગુંચાવા લાગ્યા. પદચ્છેદ કેમ કરાવવું તેની તેમને બિલકુલ સમજણ પડી નહીં.

આ પ્રમાણે સર્વત્ર વિચાર પસરવાથી સરળ ભાષામાં ગુજરાતીનેજ લગતી બાબતોનો સમાવેશ કરી વ્યાકરણ લખવાનો અમે વિચાર કર્યો. સંધિ, સમાસ, વગેરે બહુ જોતાં સંસ્કૃત ભાષાના વિષય છે, માટે બને ત્યાં સુધી તેમનાં ઉદાહરણ ગુજરાતીમાં વપરાતાં આપવાં, ને બીજા નિયમ છોડી દેવા; શબ્દના દરેક વર્ગનું લંબાણથી વર્ણન કરવું; પદચ્છેદ લંબાણથી કરી બતાવવું, ને તેમાં રૂઢીથી અઘરા થઈ ગએલા શબ્દોનો ખુલાસો આપવો; વાક્ય રચના વિષે વધારે નિયમ આપવા; વાક્ય પ્રથક્કૃતિ, જે ગુજરાતીમાં નવો પણ જરૂરનો વિષયછે, તે વિષે સમજણ આપવી; અને બીજા વ્યાકરણના વિષયો ઉપર જોઇએ તેટલું વિવેચન કરવું; એ હેતુ અમે રાખ્યો છે. કાળ વિષે બહુ ગુંચવણ રેહેતી હતી, માટે સંયુક્ત ક્રિયાપદ લીધાં છે. વિભક્તિ વિષે ભિન્ન ભિન્ન વિચાર છે, તથાપિ સઘળે ઠેકાણે સાત વિભક્તિ ચાલે છે, આપણા બધા વૈયાકરણીઓએ સાત વિભક્તિ આપી છે, અને સંસ્કૃતમાં પણ તેમ છે, માટે તેનેજ માન આપવું એમ અમને લાગ્યું. સરળતાને માટે ઘણીવાર રૂપ ઉપર આધાર રાખ્યાછે, પણ બીજા વિદ્વાનોના ભિન્ન ભિન્ન વિચારો એ અમે જણાવ્યાછે. ઉદાહરણો હાલના સારા ગ્રંથકારોની ચોપડીઓમાંથી તથા જુના કવિયોની કવિતામાંથી પસંદ કર્યાં છે. જુદે જુદે ઠેકાણે ચાલતાં રૂપોનો અમે બન્યો તેટલો જરૂરી સંગ્રહ કર્યોછે. કવિતાની અને જુદે જુદે ઠેકાણે ચાલતી ભાષા સમજવાને તેમાં વપ-

રાતાં રૂપ વ્યાકરણમાં આવવાં જોઇએ, માટે અમે તે આ-પવાને કોશીશ કરી છે. ટુંકામાં, શીખનાર અને શીખવનારને વ્યાકરણ સંબંધી જે ખુલાસાની અમારા અનુભવથી જરૂર જણાઈ, તે આપવાને અમે પ્રયત્ન કર્યો છે. વ્યાકરણ શીખ-વવાની રીત બીજા વિષયોની પેઠે સંયોગીકરણ હોવી જોઇએ, તે પ્રમાણે શીખવતાં ન આવડ્યાથી સારૂં વ્યાકરણ હોય તે પણ વિદ્યાર્થીઓને મેહેતાજી બરાબર ભણાવી શકે નહીં, માટે વ્યાકરણ કેમ શીખવવું તે ટુંકામાં પ્રારંભે લખ્યું છે.

અમદાવાદ.
સન ૧૮૬૯.

હ. દ. અને ભા. ઉ.



## આવૃતિ બીજી.

આ વ્યાકરણ છપાવ્યાને તેર વરસ વીતી ગયાં છે. એ અરસામાં નવા નવા પુષ્કળ ગ્રંથો રચાયાથી ગુજરાતી ભાષા વૃદ્ધિ પામી છે. અમારૂં વ્યાકરણ જોયા પછી ટેલર સાહેબને પોતાની ખામીઓ માલમ પડી, એટલે તેમણે તુરતજ એક લઘુ વ્યાકરણ રચીને બહાર પાડ્યું. એ વ્યાકરણ ગુજરાતી નિશાળોમાં દાખલ થયું, પરંતુ કેટલીક મુદતે તેને પણ રદ કર-વાની ખાતાના અધિકારીઓને જરૂર જણાઈ. આમ થવાથી કેટલીક મુદત સુધી ફક્ત હોપ સાહેબના નાના વ્યાકરણ ઉ-પરજ સઘળાં ધોરણોમાં આધાર રાખવાની જરૂર પડી. એ પછી રાવ સા. મહિપતરામે હોપ સાહેબને ધોરણે પણ તેમાં અગત્યનો ફેરફાર કરી એક નાનું વ્યાકરણ રચ્યું. એ વ્યાકરણ નીચલાં ધોરણોને વધારે અનુકૂળ છે, પરંતુ એથી ઉપલાં ધો-રણોની અને ગુજરાતીનો વધારે અભ્યાસ કરનારાઓની ગરજ પૂરી પડે એમ નથી, એવું અમારૂં આધીન મત છે.

આ વ્યાકરણ નિશાળોમાં દાખલ કરવા અમે અરજ કરી હતી. ગુજરાતી ટ્રાન્સલેટર રાવ સા. મહિપતરામે તેને નિશાળોમાં દાખલ કરવાની, અભિપ્રાય માગ્યાથી, ભલામણ પણ કરી હતી. પરંતુ કોઈ કારણથી તેને નિશાળમાં દાખલ કરવાની પરવાનગી મળી નહીં. કેળવણી ખાતાના મેહેરબાન ડિરેકટર સાહેબે અમારા વ્યાકરણની પ્રશંશા કરી તેને ઉત્તેજન મળવા કેટલીક નકલો ખરીદી, અને તેને ઈનામમાં આપવાના પુસ્તક તરીકે મંજુર કર્યું.

હાલમાં વડોદરા કેળવણી ખાતાના ડિરેકટર રાવ સા. ભોગીલાલ પ્રાણવલ્લભદાસે પોતાના ખાતાને માટે "ટેકસ્ટબુક" તરીકે મંજુર કરવાથી આ બીજી આવૃત્તિ કાઢવામાં આવી છે. પ્રથમ રહી ગએલી ભૂલો સુધારીને તથા અગત્યના ફેરફાર કરીને આ આવૃત્તિ છપાવી છે. જે કંઈ ઓછું અગત્યનું હતું, તે ગ્રંથનું કદ તથા કીમત ઘટાડવાને ઇરાદે કાઢી નાખ્યું છે. જેજે ઝીણે અક્ષરે કે કલમનો આંકડો પાડ્યા વગર હોય તે મેહેતાજીએ પ્રથમ શીખવવું નહીં. એ બાબતો છેલ્લાં ધોરણને માટે સમજવી.

સન ૧૮૮૨. હ. દ. અને લા. ઉ.



# अनुक्रमणिका.


| | પૃષ્ટ. | | પૃષ્ટ. |
|---|---|---|---|
| ભાગ ૧ લો. | | સર્વનામ........ ... | ૩૫ |
| અક્ષરવિચાર .......... | ૨ | પુરૂષસર્વનામ.......... | ૩૬ |
| મૂળાક્ષર.............. | ૩ | દર્શક સર્વનામ.......... | ૪૦ |
| મૂળાક્ષરોનાંસ્થાન........ | ૪ | પ્રશ્નાર્થકસર્વનામ........ | ૪૨ |
| મૂળાક્ષરોનાવિભાગ ........ | ૫ | સંબંધીસર્વનામ ........ | ૪૪ |
| બારાક્ષરી.............. | ૬ | સામાન્યસર્વનામ........ | ૪૫ |
| જોડાક્ષર... ....... ..... | ૮ | ક્રિયાપદ .............. | ૪૭ |
| ગુણ તથા વૃદ્ધિ ....... ... | ૯ | ધાતુ .............. | ૪૮ |
| સંધિ .............. | ૯ | ધાતુનાપ્રકાર ........ ... | ૪૯ |
| સ્વરસંધિ.......... ..... | ૯ | ભેદ .............. | ૫૪ |
| વ્યંજનસંધિ ...... .... | ૧૧ | અર્થ ..... .......... | ૫૫ |
| અનુસ્વારસંધિ ... .... | ૧૨ | કાળ .............. | ૫૭ |
| વિસર્ગસંધિ .. ....... | ૧૨ | સાદાકાળનુંવિવેચન ..... | ૫૮ |
| ભાગ ૨ જો. | | કૃદંત ......... ..... | ૬૦ |
| શબ્દવિચાર.......... | ૧૩ | સહાયકારકક્રિયાપદ..... | ૬૫ |
| નામ.......... ..... | ૧૪ | સંયુક્તક્રિયાપદ ........ | ૬૭ |
| જાતિ .............. | ૧૫ | વર્ત્તમાન ....... ...... | ૬૭ |
| નરજાતિ .......... | ૧૭ | ભૂતકાળ ........ . | ૬૮ |
| નારીજાતિ .......... | ૧૭ | ભવિષ્યકાળ .......... | ૬૮ |
| નાન્યતરજાતિ.... ...... | ૨૦ | મિશ્રકાળવિવેચન........ | ૬૮ |
| વચન .... .... .... | ૨૨ | જાતિ, વચન, ને પુરૂષ .. | ૭૩ |
| વિભક્તિ ....... ..... | ૨૬ | ક્રિયાનામ ........ .... | ૭૩ |
| વિશેષણ .... ....... | ૩૧ | પ્રયોગ .......... .... | ૭૪ |
| સંખ્યાવિશેષણ... .... | ૩૩ | ક્રિયાપદનારૂપાખ્યાન ..... | ૭૬ |
| | | કાળનાપ્રત્યય...... ..... | ૭૬ |

પૃષ્ટ.

છ ધાતુ ............. ૮૧
નથી........ ....... .....૮૨
હો ધાતુ .... ........ ૮૩
જાઇએ ...............૮૪
મૂળભેદપડધાતુ ........ ૮૫
,, વાંચધાતુ .......... ૮૬
શક્યભેદ પડધાતુ.. .... .૮૭
,, ગણધાતુ ......... .૮૮
અવ્યય... .... ........૯૧
ક્રિયાવિશેષણ . .. .... ૯૧
શબ્દયોગી..... ....... ૯૬
ઉભયાન્વયી ....... ... ૯૯
કેવળપ્રયોગી ........... ૧૦૦
સિદ્ધ અને સાધિતશબ્દો૧૦૧
મૂળધાતુને સાધિત શબ્દ૧૦૨
ઉપસર્ગ ........... ૧૦૬
પ્રત્યય ................૧૦૯
સમાસ............... ૧૧૩
તત્પુરૂષ .. ... ... . ૧૧૩
કર્મધારય .......... ૧૧૫
દ્વિગુ .. ... ........ ૧૧૫
મધ્યમપદલોપી ....... ૧૧૫
અવ્યયીભાવ ...... ૧૧૬
દ્વંદ્વ................ ૧૧૬
બહુવ્રીહિ. ..............૧૧૭

પૃષ્ટ

ભાગ ૩ જો.

વાક્યવિચાર........ .. ૧૧૮
સાદુવાક્ય, કર્તૃપક્ષ...... ૧૧૯
ક્રિયાપક્ષ.... .......... ૧૨૧
ક્રિયાપૂર્ણી .... ........૧૨૨
ક્રિયાવૃદ્ધિ .... ........ ૧૨૪
સંયુક્તવાક્ય .......... ૧૨૪
મિશ્રવાક્ય .......... ૧૨૬
વાકયપૃથક્કૃતિ... ..... ૧૨૮
વાકયરચના .... ..... ૧૩૪
ક્રિયાનાથ.............. ૧૩૪
વિશેષણ............. ૧૩૯
સર્વનામ ............ ૧૪૨
વિભકિતઓના અર્થ . ૧૪૬
ક્રિયાપદ........ ...... ૧૫૬
અવ્યય............. ૧૫૮
કવિતાવિચાર ..........૧૬૦
અલંકાર ... ....... ૧૬૨
વિરામચિન્હ.. . ...... ૧૬૫
અલ્પવિરામ .......... ૧૬૬
અર્ધવિરામ .......... ૧૬૯
પૂર્ણવિરામ ઇ૦. ........૧૭૧
પદચ્છેદ...... ....... ૧૭૨
પદચ્છેદ કરવામાં અઘરા
શબ્દ ................ ૧૭૪
પદચ્છેદના નમુના ..... ૧૭૯

## વ્યાકરણ શીખવવાની રીત.

વ્યાકરણ જેવો અગત્યનો વિષય શીખનારને અઘરો ને અકારો લાગે છે. બધી નિશાળોમાં વ્યાકરણ ચાલે છે; નાનું વ્યાકરણ પુરૂં કરીને મોટું વ્યાકરણ છોકરા શીખે છે તો પણ ઘણાજ થોડા વ્યાકરણમાં હોશીઆર થાયછે. સૌથી વધારે નિશાળો વ્યાકરણમાં નાપાસ થાય છે. છોકરા વ્યાકરણના બધા નિયમ જાણતા હોય છે, તથાપિ પદચ્છેદ કરવામાં ગોથાં ખાય છે. આ સૌ વિશેષે કરીને શીખવવાની રીતમાં ખામીને લીધે બને છે. ગમે તેવું અઘરૂં વ્યાકરણ હશે, તોપણ યુક્તિબંધ શીખવવાથી છોકરાંને તે સેહેલું ને રસીક લાગશે.

હોપ સાહેબની નવી પદ્ધતિ નિશાળોમાં દાખલ થયા પછી બિલકુલ ગોખાવાની રીત અલબત ઓછી થઈ છે. સારા મેહેતાજીઓ ગોખાવવું પસંદ કરતા નથી; તોપણ ઘણે ઠેકાણે વ્યાકરણ પેહેલ પાનેથી શરૂ થાય છે, અને છોકરાંને વ્યાખ્યાઓ મોઢે કરાવવામાં આવે છે. બીજા વિષયોની માફક વ્યાકરણ પણ ચોપડીની મદદ શિવાય પ્રથમ મોઢેથી આ પ્રમાણે શીખવવું.

**નામ**—છોકરાંને પૂછીએ, આ કોણ બેઠું છે? તેઓ કહેશે કે કેશવલાલ. એને મોતીલાલ કહીને કેમ નથી બોલાવતા તેઓ કહેશે એનું **નામ** કેશવલાલ છે ને મોતીલાલ કેમ કહેવાય? વારૂ તમારૂં **નામ** શું? પેલા છોકરાનું **નામ** શું! તમારા વર્ગના બધા છોકરાનાં **નામ** દઈ જાઓ. ચોપડી હાથમાં લઈ કહીએ આનું **નામ** શું? પેલી વસ્તુનું **નામ** શું? ફલાણા ગામનું (નકશામાં બતાવી) **નામ** શું? આથી છોકરાઓના મનમાં નામ વિષે કંઈક વિચાર થશે. પછી

કહીએ, નિશાળમાં તમે દેખો છો તે વસ્તુનાં **નામ** લખી લાવો, ખાવાની વસ્તુનાં, લુગડાંનાં, રમવાની વસ્તુનાં **નામ** લખો. પછી પુછીએ **નામ** એટલે શું? હોશીઆર છોકરા જરૂર કહેશે, માણસનાં વસ્તુનાં જે નામ પાડ્યાં હોય તે. કોઈ ન દેખાય તેવી વસ્તુનાં નામ તમે જાણો છો? જવાબ ન દે તો કહીએ, પરમેશ્વર તમે જોયો છે? ના. એ પરમેશ્વર **નામ** કોનું હશે? જગતના બનાવનારનું. શરીરમાં જીવ છે તે તમે જોયો છે? ના. જીવને બીજું શું કહે છે? પ્રાણ. આથી તેમને બીજા દાખલા સુઝી આવશે. ના આવડે તો વાક્યન અંદર દાખલા આપીએ. મેં તેને સોટી મારી, ને મેં તેને માર માર્યો, મેં તેને રૂપીઆ આપ્યા, ને બાજ પણ આપ્યું. પછી સમજાવીએ કે માર ને બાજ એ કંઈ ખરેખરી વસ્તુઓ આપણે લેતા નથી, તોપણ આપણને સમજણ પડે છે કે તે કશાનું **નામ** છે. બીજાં ખરેખરી વસ્તુનાં નામની પેઠેજ તેમને વાપરીએ છીએ. જેમ રાજા ધન આપે છે, વિદ્યા ધન આપે છે. છોકરી પડી, ટાઢ પડી. અહીં વિદ્યા ને ટાઢ જાણે કોઈ છોકરીનાં નામ હોય એમ આપણે બોલીએ છીએ. નામના કાર (પણ તે શબ્દના બીજા ચાર વર્ગ શીખ્યા પછી) બતાવવા હોય તો કહીએ કે મોતીલાલને બોલાવો. (તેઓ બોલાવશે). પછી કહીએ છોકરાને બોલાવો. એટલે તેઓ ગભરાશે ને પૂછશે, કયા છોકરાને? આપણે પૂછીએ મોતીલાલ કહ્યું ત્યારે તમે સમજ્યા ને છોકરો કહેવાથી કેમ ન સમજ્યા? તેઓ કહેશે મોતીલાલ તો એક જણનું નામ છે, અને છોકરા તો બધાએં કહેવાય. મોતીલાલ છોકરો નહીં કે? છોકરો તો ખરો પણ બીજા પણ છોકરાજ છે તો. અહીં તેઓ ગભરાશે. આપણે સમજણ પાડીએ કે તમે છોકરા કહેવાઓ. પણ તમારા દરેકનું જુદું જુદું નામ છે તેથી તમે

ઓળખાઓ છો. છોકરો કહેવાથી ફલાણો છોકરો એમ ઓ-ળખાય નહીં. છોકરો તો બધાને લાગુ પડે. માટે તે સાધારણ અથવા સામાન્ય નામ કહેવાય, ને મોતીલાલ તમારૂં નામ (જે છોકરા તરફ જોઇને કહેતા હોઇએ તેને) જે હોય તે વિશેષ નામ કહેવાય. એજ રીતે ગામ જાઓ કહીએ તો કોઈ સમ-જે નહીં, કેમકે ગામ તો ઘણાંએ છે. પણ અમદાવાદ કહીએ તો સમજાય કે ફલાણે ગામ જવાનું છે. માટે ગામ એ સાધારણ નામ છે, ને અમદાવાદ એ વિશેષ નામ છે.

નદી સાધારણ નામ છે, ને સાબરમતિ એ તેમાંની એક નદીનું વિશેષ નામ છે. બીજા દાખલા છોકરાં પાસે કહેવ-રાવવા. પછી રોજ ચોપડીમાંથી નામ ઓળખાવી કઢાવીએ, કે સ્લેટ ઉપર લખવાને કહીએ. એ છોકરાં હોંસથી કરશે, ને સેહેલથી આપણી શીખવવાની મતલબ પાર પડશે.

કેમ શીખવવું તેનો એક નમુનો બતાવ્યા પછી જગાની તંગાશને લીધે ટુંકાવવું પડે છે. નામ પછી વિશેષણ સમ-જાવવું. બે ચાર પાટીઓ પડી હોય, તેમાંથી કહીએ કે પાટી લાવો. તે પુછશે કયી પાટી. સૌથી મોટી છે તે. છોકરાંને સમજણ પાડીએ કે ફલાણો છોકરો ઓળખવાને તેનું જુદું નામ હોય છે, પણ બધી વસ્તુનાં જુદાં નામ પડતાં નથી. પાટીઓનાં જુદાં જુદાં નામ શાં પાડીએ? આટલા બધા ખડીઆ, સ્લેટો, ખુરશીઓ પડી છે, તેમનાં જુદાં જુદાં નામ શી રીતે પડાય, ને પાડીએ તો હજારો કરોડો એવાં નામ થઈ જાય કે આપણે પછી ઓળખીએ પણ નહીં. ત્યારે એમને ઓળખવાની શી નિશાની હશે? મેં કહ્યું હોત કે મોટામાં મોટી કે છેક નાની પાટી લાવો, તો તમે ઓળખત કે નહીં કે ફ-લાણીજ. હા, ઓળખત. વળી કહેત રાતી કે કાળી પાટી, ફાટેલી છે તે કે બહુ પોહોળી છે તે, તોપણ તમે સમજત. ત્યારે મોટી, નાની, રાતી, કાળી, ફાટેલી, એ પાટીને ઓળખાવે

છે. એટલે જેમ દરેક છોકરાનું વિશેષ નામ છે, તેમ દરેક વસ્તુમાં **વિશેષપણું** શું છે તે એ શબ્દોથી માલમ પડેછે, માટે તેને **વિશેષણ** કહેછે. એવા બીજા દાખલા છોકરાંને પુછવા.

કયા કયા રંગથી, કયા કયા સ્વાદથી વસ્તુ ઓળખાય છે, તે રંગ ને સ્વાદ સ્લેટમાં લખવાને કહેવું. પછી ચોપડીમાંથી ઘણી વાર ખોળી કઢાવી, તેમના મનમાં વિશેષણ બરાબર ઠસાવવાં.

**સર્વનામ**—પાટીઆપર લખીએ, 'મોતીલાલે કહ્યું કે હું જઇશ.' પછી પુછીએ હું તે કોણ? છોકરા કહેશે મોતીલાલ. વળી લખીએ, મોતીલાલ કહેશે મને આવડતું નથી, પણ મારૂં શીખવેલું તે ધ્યાનમાં ક્યાં લેછે. અહી મને, મારૂં, ને તે કોને બદલે લખ્યા છે. મોતીલાલ, મેહેતાજી, અને મોતીલાલને. મોતીલાલ ને મેહેતાજીનું શું વ્યાકરણ થાય? નામ. ત્યારે નામને ઠેકાણે એ શબ્દો લખ્યાછે, એમ કહીએ તો ચાલે. અને જે નામને માટે આવે છે તે **સર્વનામ** કહેવાય છે. બીજાં સર્વનામવાળાં વાક્ય પુછવાં, ને જ્યાં ન આવડે ત્યાં બતાવવું.

**ક્રિયાપદ**—છે, હો, ને બીજા ધાતુ જેમાં કંઇ ક્રિયા કરવાની નથી તે સમજવા છોકરાંને બહુ મુસ્કેલ પડે છે, માટે તે પ્રથમ મુકી દેવા. પેલો છોકરો શું કરે છે? લખેછે. હું શું કરૂં છું? શીખવો છો. બીજા વર્ગના છોકરા શું કરે છે? વાંચે છે. હું શીખવું છું, પેલો છોકરો લખે છે, ને બીજા વર્ગના વાંચે છે, ત્યારે તમને માલમ પડશે કે અમે બધા કંઈ કામ કરીએ છીએ. તમે શાથી જાણ્યું કે પેલો છોકરો કંઇ કામ કરે છે? એ લખે છે તેથી. ને હું? શિખવો છો તેથી. જુઓ ત્યારે લખીએ, વાંચીએ ત્યારે આપણે કંઈ કામ અથવા **ક્રિયા** કરીએછીએ એમ કહેવાય, માટે લખવું, વાંચવું, એને **ક્રિયાપદ** કહે છે. લખવા વાંચવા શિવાય બીજાં કંઈ કામ હશે કે? હા.

ઘડવું, ખાવું, દોડવું. તમે શું કરો છો? બેઠા છીએ. એમાં તમે શું કામ કર્યું? કંઇ નહીં. તોપણ જુઓ હું પુછુંછું કે તમે શું કામ કરો છો? માટે જ્યાં શું કરો છો પુછું તેનો જવાબ જે કહો તે ક્રિયાપદ કહેવાય. વાંચ્યા પછી રાતે શું કરોછો? સુઇ રહીએ છીએ. એ સુવું પણ ક્રિયાપદ કહેવાય.

જાતિ, વચન, ને વિભક્તિ શીખવ્યા પછી અવ્યય શીખવીએ તો વધારે સવળ પડશે. પરદેશી શીખનારને આપણી ભાષામાં જાતિ બહુ મુશ્કેલ લાગે છે, પણ તે આપણાં છોકરાંને સેહેજ સમજાશે. ભાઇડો ને બાઇડી તે શું? ભાઇડો પુરૂષ ને બાઈડી સ્ત્રી. ઘોડો ને ઘોડી કહીએ તો ઘોડો નર ને ઘોડી નારી છે. પછી કહીએ કે જે પુરૂષ અથવા નર રૂપછે તે નરજાતિ કહેવાય છે; ને સ્ત્રી અથવા નારી રૂપછે તે નારીજાતિ કહેવાય છે. પ્રથમ પ્રાણીઓનાં નર નારીનાં નામ કહેવરાવવાં. પછી પાટડો ને પાટડી બોલી પુછીએ કે પાટડી એ સ્ત્રી હશે ને પાટડો એ પુરૂષ હશે? છોકરા કહેશે, ના, એ તો એમ બોલાય છે. ત્યારે કહીએ કે વસ્તુઓમાં પણ જે નરના જેવી બોલાય છે તે નરજાતિની ગણવી, ને નારીના જેવી બોલાયછે તે નારી જાતિની કહેવી. વળી કહીએ કે કોઇ ઘોડું બોલે તો તમે શું સમજશો, ઘોડો કે ઘોડી? બેમાંથી એકે નહીં સમજાય. વખતે ઘોડોએ હોય ને ઘોડીએ હોય. ત્યારે નર કે નારીની ખબર ન પડે તો નાન્યતર જાતિ કહીએ. બાળક, છોકરૂં, વાછડું, કહીએ તે નાન્યતર જાતિ. કેમકે નિશ્ચય થતો નથી કે તેઓ નર છે કે નારી. વસ્તુમાં પણ નર કે નારીની પેઠે ન બોલાતી હોય તે નાન્યતર. લાકડું, પાટીઉ, ઘર, એ નાન્યતરના દાખલા છે. શબ્દને કેવો કેવી ને કેવું છોકરાંને લગાડવાને કહેવું કે ઝટ લઇને તેમને જાતિ માલમ પડશે. વચન શીખવવાં સેહેલાં છે. પૂછીએ કે છોકરો આવ્યો ને છો-

કરા આવ્યા એમાં શો ફેર. તેઓ કહેશે છોકરો એટલે એક (છોકરો), ને છોકરા તો બહુ. પછી સમજાવીએ કે જ્યાં એક માલમ પડે ત્યાં એકવચન, અને બહુ એટલે એક કરતાં વધારે માલમ પડે ત્યાં બહુવચન.

**વિભક્તિ**—અમદાવાદથી ગયો, અમદાવાદમાં ગયો. એ વાક્યો લખીને તેનો ફરક પુછવો. પછી થી ને માં ભુંશી નાંખી વંચાવીને પુછીએ, હવે તમે જે કહેતા હતા તે ફરક છે? ના. ત્યારે એ ફરક કોણ કરતું હતું? થી ને માં એ અક્ષર. બહુ, સારૂં, એવા ફેરફાર કરનારા અક્ષરો શબ્દને છેડે વારેવારે આવે છે તે વિભક્તિ કહેવાય છે. બધી વિભક્તિના પ્રત્યય બતાવવા, ને તે પછી ચોપડીમાંથી તે ઓળખી કઢાવતાં, ને નામને બધા પ્રત્યય લગાડતાં શીખવવું.

**અવ્યય**—હું તથા તે ગયા. એ વાક્ય લખીને કહેવું, તથા ને નારીજાતિમાં લાવો, તેને પાંચમી વિભક્તિ લગાડો. છોકરાંને સમજણ નહીં પડે, એટલે કહીએ, એને વિભક્તિ, જાતિ, વચન લાગેજ નહીં. એવા ઘણા શબ્દો છે, તેને અવ્યય કહે છે. પોતે થોડા કહીને બીજા તેમની પાસે કઢાવવા.

કાળ ભેદ વગેરે બધી બાબતો સંબંધી લખતાં લંબાણ થઈ જાય. કાળ પ્રથમ ત્રણજ શીખવીએ; પેટા વિભાગોની માથાફોડમાં છોકરાંને પેહેલાં ન નાંખવાં. શબ્દના મુખ્ય વર્ગ, તેમનાં રૂપ ને પ્રકાર સારી રીતે શીખે, ત્યાર પછી વ્યાકરણના બીજા વિષયો છોકરાંની સમજણ શક્તિ ઉપર નજર રાખતાં, જે અનુક્રમ પસંદ પડે તે અનુક્રમમાં ચોપડીમાંથી શીખવીએ તોપણ ચાલે છે. સંધિના નિયમ પ્રથમ ન શીખવતાં જેમ જેમ છોકરાં ભાષાથી વધારે વાકેફ થાય, તેમ તેમ બતાવીએ તો સારૂં. ઉપર ચોટીઉં જ્ઞાન આપ્યા પછી ચોપડીમાંથી શીખવાથી ફાયદો થાય છે.

---

# ગુજરાતી ભાષાનું વ્યાકરણ.

૧. માણસને પરમેશ્વરે સ્પષ્ટ-ઉચ્ચાર કરવાની શક્તિ આપી છે, તેથી તે પોતાના મનના વિચાર બીજાને જણાવી શકે છે. જે સ્પષ્ટ-ઉચ્ચારવડે માણસો પોતાના મનના વિચાર એક બીજાને જણાવેછે તેને ભાષા કહે છે.

કોઈ વખત બોલ્યાચાલ્યા વગર હાથથી અને બીજી નિશાનીઓ વડે આપણે પોતાના વિચાર બીજાને સાનમાં સમજાવીએ છીએ. બેહેરાં મુંગાંને એમજ કરવું પડેછે. આવી નિશાનીઓને પણ વખતે ભાષા કહેવામાં આવેછે, પરંતુ વ્યાકરણનો સંબંધ ઉચ્ચારવાળી ભાષા સાથે છે.

એકને એક વિચાર બતાવવાને વાસ્તે, દુનિયાંના જુદા જુદા ભાગના લોકો જુદા જુદા સ્પષ્ટ-ઉચ્ચાર વાપરે છે, અને તેથી દુનિયામાં ઘણી ભાષાઓ થઈ છે. અમુક ભાષાનું નામ વિશેષે કરીને જે ભાગમાં તે બોલાતી હોય, તે ઉપરથી પડ્યું હોય છે. જેમ કે, ગુજરાતમાં બોલાય તે ગુજરાતી ભાષા, મહારાષ્ટ્રમાં બોલાય તે મરાઠી ભાષા, બંગાળામાં બોલાય તે બંગાળી ભાષા, ઇત્યાદિ.

૨. દરેક ભાષામાં નિયમ હોયછે. ભાષાના નિયમ બતાવનાર શાસ્ત્રને વ્યાકરણ કહેછે.

જો નિયમ ન હોય તો, મેં ખાધું, કાગળ વાંચ્યો, ચોપડો લખ્યો, ગામ ગયો, ઇત્યાદિને બદલે હું ખાધું, કાગળ વાંચી, ચોપડો લખ્યું, ગામની ગયો, ઈત્યાદિ ગમે તેવાં રૂપ બોલાય, પણ તેમ થતું નથી.

૩. જેમાં ગુજરાતી ભાષાના નિયમ સમજાવ્યા હોય તે ગુજરાતી ભાષાનું વ્યાકરણ કહેવાય.

વ્યાકરણ નહીં ભણેલા પણ માવરાથી નિયમ પ્રમાણે બોલેછે બએછે ખરા; પરંતુ ભાષાના નિયમો નહીં જાણવાથી કોઈ અ-

શુદ્ધ બોલે તો તે અશુદ્ધ કેમ છે, તેનો બરોબર તેઓ જવાબ આપી શકવાના નહીં. લોકો બોલતા નથી, માટે અશુદ્ધ એમ તેઓ કહેશે; પણ કયા નિયમથી તે ઉલટું થયું, તે તો વ્યાકરણ જાણનારજ કહેશે. વ્યાકરણ નહીં ભણેલાને ભાષાનું સાધારણ જ્ઞાન થાયછે, પરંતુ ઉંચી પદ્ધતિનું લખાણ અને ભાષાનું ઉંડું જ્ઞાન તે તો વ્યાકરણ ભણેલોજ જાણે. કોઈ પરભાષા શિખવામાં વ્યાકરણનો મોટો ઉપયોગ છે.

૪. સ્પષ્ટ ઉચ્ચાર વડે બોલેલી ભાષા કેટલીક યોજેલી નિશાનીઓ વડે લખી બતાવાયછે. ભાષા લખવામાં જે નિશાનીઓ વપરાયછે, તેના ઉચ્ચારને તથા તે નિશાનીઓને પણ **અક્ષર** કે **વર્ણ** કહેછે.

અક્ષર=( સં ) વ્યાપક, અને વર્ણ=( સં ) રંગ. માટે શબ્દાર્થ ઉપરથી ટેલર સાહેબ, ઉચ્ચારને અક્ષર અને લખેલી નિશાનીને વર્ણ કહેવા, એવો તફાવત બતાવે છે. લખેલા વર્ણોને **લિપિ** પણ કહેછે. જેમકે દેવનગરી લિપિ, ગુજરાતી લિપિ.

૫. એક અથવા વધારે અક્ષરોથી અર્થ ઉત્પંન થાય એવો જે ઉચ્ચાર થાયછે તેને **શબ્દ** કહે છે.

કંઈ પણ સંભળાય એવા અવાજને સાધારણ અર્થમાં શબ્દ કહીએ છીએ, પણ વ્યાકરણમાં તો અર્થવાળો હોય તેજ શબ્દ ગણ્યો છે.

૬. એક અથવા વધારે શબ્દથી જો એક પૂર્ણ વિચાર જણાય તો તેને **વાક્ય** કહેછે.

ભાષામાં અક્ષર, શબ્દ, અને વાક્ય, એ ત્રણવાનાં આવે છે, માટે વ્યાકરણના ત્રણ ભાગ કર્યા છે. ૧ **અક્ષર વિચાર** ૨ **શબ્દવિચાર**, ને ૩ **વાક્યવિચાર.**

---

# ભાગ ૧ લો.

## અક્ષર વિચાર.

૭ આ ભાગમાં—અક્ષર કેટલા છે તે કેમ લખાયછે કયા

સ્થાનમાંથી બોલાય છે, તેમના વર્ગ કેવી રીતે કરેલા છે, એ કેવી રીતે એકઠા મળે છે,-એ વગેરેનું વર્ણન છે.

૮. અક્ષરના ત્રણ પ્રકાર છે. મૂળાક્ષર, બારાક્ષરી અને જોડાક્ષર.

## મૂળાક્ષર.

૯. જે અક્ષરની સાથે બીજો કોઈ અક્ષર મળેલો ન હોય તેને **મૂળાક્ષર** કહેછે.

ગુજરાતીમાં જે મૂળાક્ષરોછે તે સંસ્કૃત ભાષાનાજછે. તે બે લિપિમાં લખાય છે. ગુજરાતી (મૂળ સંસ્કૃત લિપિમાં કંઈ ફેરફાર કરવાથી થયેલી), અને બાળબોધ અથવા દેવનગરી. પેહેલી લિપિ વધારે વપરાય છે.

૧૦. મૂળાક્ષરોના બે વિભાગછે. સ્વર, અને વ્યંજન.

૧૧. સ્વર.—બીજા અક્ષરની મદત વગર જેમના સ્પષ્ટ ઉચ્ચાર થાય તેમને **સ્વર** કહેછે. તે નીચે પ્રમાણે ૧૧ છે.

ગુજરાતી લિપિ. અ, આ, ઇ, ઈ, ઉ, ઊ, ઋ, એ, ઐ, ઓ, ઔ.

બાળબોધ લિપિ. अ, आ, इ, ई, उ, ऊ, ऋ, ए, ऐ, ओ, औ.

ઉપર લખેલા સ્વરો, અને ॠ, ऌ, ॡ, એ ત્રણ મળીને સંસ્કૃતમાં કુલ ૧૪ સ્વરો છે. પરંતુ એ ત્રણ ગુજરાતીમાં બિલકુલ વપરાતા નથી, માટે તેમને ગુજરાતી સ્વરમાં ગણ્યા નથી. હોપ સાહેબે ઋ ને સ્વરમાં ગણ્યો નથી, પણ તે કેટલેક ઠેકાણે આવેછે, માટે તેને સ્વર ગણવો જોઇએ.

૧૨. સ્વર ઉપર જે મીડું મુકવામાં આવે છે તેને **અનુસ્વાર** કહે છે. તેનો ઉચ્ચાર નાકમાંથી થાયછે. જેમકે, અં.

૧૩. અક્ષર આગળ જે બે મીડાં આવેછે તેને **વિસર્ગ** કહેછે. એનો ઉચ્ચાર હને મળતો થાય છે. જેમકે, અઃ

અનુસ્વાર અને વિસર્ગનું જ્ઞાન થવા માટે અં, અઃ, એ પણ સ્વરો ગણાય છે, પરંતુ તેમને જુદા સ્વર ન ગણવા જોઇએ. કેમકે તે મીડાં કોઈ ઠેકાણે એકલાં બોલાતાં અથવા

લખાતાં નથી. તે હમેશાં સ્વર પછીજ આવે છે, અને ત્યારે તે સ્વરના ઉચ્ચારમાં કંઈ વધારો કરેછે. અં શિવાય બીજા સ્વરની પછી પણ તે આવી શકે છે. જેમ, ઇં, ઇઃ, ઈં, ઈઃ, ઉં, ઉઃ, ઈ૦

૧૪. વ્યંજન.–જે મૂળાક્ષરોનો ઉચ્ચાર સ્વરની સહાયતા વિના સ્પષ્ટ થતો નથી તેમને વ્યંજન કહેછે. વ્યંજન નીચે પ્રમાણે ૩૪ છે.

ગુજરાતી.

ક્ ખ્ ગ્ ઘ્ ઙ્ ચ્ છ્ જ્ ઝ્ ઞ
ટ્ ઠ્ ડ્ ઢ્ ણ્ ત્ થ્ દ્ ધ્ ન્
પ્ ફ્ બ્ ભ્ મ્ ય્ ર્ લ્ વ્ શ્
ષ્ સ્ હ્ ળ્.

બાળબોધ.

क् ख् ग् घ् ङ् च् छ् ज् झ् ञ्
ट् ठ् ड् ढ् ण् त् थ् द् ध् न्
प् फ् ब् भ् म् य् र् ल् व् श्
ष् स् ह् ळ्.

વ્યંજનની સાથે કોઈ પણ સ્વર મળેલો નથી હતો, ત્યારે તે નીચે ્ આવું ચિન્હ કરાય છે. પણ સ્વર વગર વ્યંજનનો ઉચ્ચાર સ્પષ્ટ થતો નથી, માટે વ્યંજનની સાથે અ મેળવીનેજ તે લખવા બોલવામાં આવેછે.

ક્ષ અને ત્ર એ બે મૂળાક્ષરોમાં લખાય છે, પણ ખરૂં જોતાં તે જોડાક્ષર છે. ( જોડાક્ષર જુઓ. )

ङ અને ञ એ બે વ્યંજનો ક્વચિતજ લખવામાં આવેછે, પણ તેમનો ઉચ્ચાર થાયછે ખરો. જેમકે, અંગ, ચંચળ, સંશય, ળ, એ વ્યંજન વેદમાં છે. સંસ્કૃતમાં નથી, પણ તે ગુજરાતીમાં બોલાય છે.

## મૂળાક્ષરોનાં સ્થાન.

૧૫. મૂળાક્ષરો માંના જે સ્થાનમાંથી બોલાયછે તે નીચે પ્રમાણેઃ–કંઠસ્થાન–અ, આ, ક, ખ, ગ, ઘ, ङ, હ, અને વિસર્ગ.

તાળુસ્થાન—ઇ, ઈ, ચ, છ, જ, ઝ, ઞ, ય અને શ.

મુર્ધાસ્થાન—ઋ, ટ, ઠ, ડ, ઢ, ણ, ર, ષ અને ળ.

દંતસ્થાન—ત, થ, દ, ધ, ન, લ, અને સ.

ઓષ્ઠસ્થાન—ઉ, ઊ, પ, ફ, બ, ભ, મ.

એ, ઐ. એ કંઠ અને તાળુ એ બે સ્થાનમાંથી બોલાયછે.

ઓ, ઔ, એ કંઠ અને ઓષ્ટ એ બેસ્થાનમાંથી બોલાયછે.

વ, એ દંત અને ઓષ્ટ એ બે સ્થાનમાંથી બોલાય છે.

ઙ, ઞ, ણ, ન, મ, એ પાંચ પોતાના સ્થાનની સાથે નાસિકામાંથી બોલાય છે માટે તેમને અનુનાસિક કહેછે.

એકજ સ્થાનમાંથી જે અક્ષર બોલાય છે, તે બધા અરસ્પરસ સજાતીય અથવા સવર્ણી કહેવાય છે. જેમ, અ ને આ સજાતીય છે. પ, ફ, બ, ભ, મ, સજાતીય છે. ઈ૦ જુદાં જુદાં સ્થાનમાંથી બોલાતા અક્ષર અરસ્પરસ વીજાતીય અથવા અસવર્ણી કહેવાય છે. અ ને ઈ વિજાતીય છે. ક ને પ વિજાતીય છે. ઈ૦

## મૂળાક્ષરોના વિભાગ.

૧૬. અ, ઇ, ઉ, અને ઋ એમને હ્રસ્વ સ્વર કહેછે. કેમકે તેમને બોલતાં થોડી વાર લાગે છે. હ્રસ્વ સ્વરને બોલતાં જેટલો વખત લાગેછે તેને કવિતામાં એક માત્રા ગણેછે, અને તે અક્ષરને લઘુ કહેછે.

૧૭. આ, ઈ, ઊ, એ, ઐ, ઓ, ઔ, એ દીર્ઘસ્વર કહેવાય છે. કેમકે તેમાંના દરેકને બોલતાં, હ્રસ્વ સ્વર કરતાં બમણી વાર લાગે છે. કવિતામાં દીર્ઘ સ્વરને ગુરૂ કહે છે, અને તેની બે માત્રા ગણાય છે.

૧૮. હ્રસ્વ સ્વરને મૂળ સ્વર કહેછે. તેમના મેળાપથી બાકીના સ્વર બનેલા છે જેમ કે અ+અ=આ, ઇ+ઇ=ઈ, ઉ+ઉ=ઊ, અ+ઇ=એ, અ+એ=ઐ, અ+ઉ=ઓ, અ+ઓ=ઔ.

૧૯. એ, ઐ, ઓ, ઔ, એમને સંધીસ્વર પણ કહેછે. કેમકે તેઓ બે વિજાતીય સ્વરના મેળાપથી થયા છે. (સંધી પ્રકરણ જુઓ.)

રોવા, ગાવા, પોકારવા વગેરેમાં કોઈ સ્વર દીર્ઘ કરતાં પણ લંબાવીને બોલાય છે, ત્યારે તેનો પ્લુત થયો એમ કહેવાય છે.

૨૦. વ્યંજનમાં કથી અનુક્રમે પાંચ પાંચ અક્ષરનો એક એમ મ સુધી વર્ગ કરેલા છે; તેમને અનુક્રમે ક વર્ગ, ચ વર્ગ, ટ વર્ગ, ત વર્ગ, અને પ વર્ગ કહે છે.

૨૧. ય, ર, લ, વ, એ **અર્ધ સ્વર** કહેવાય છે. કેમકે તેમનો થોડો ઉચ્ચાર સ્વરના જેવો અને થોડો વ્યંજનના જેવો થાય છે.

૨૨. શ, ષ, સ, એ **ઉષ્મ** વ્યંજન અથવા **ઉષ્માણુ** કહેવાયછે.

૨૩. જે મૂળાક્ષરો છાતી ઉપર દાબ રાખ્યા વગર બોલાયછે, તેમને **અઘોષ** અથવા **કઠોર વર્ણ** કહેછે. એમાં દરેક વર્ગના પેહેલા બે વ્યંજન અને શ, ષ, સ, એટલા અક્ષરો છે.

૨૪. છાતી ઉપર દાબ રાખીને જે અક્ષર બોલાયછે, તેમને **ઘોષ** અથવા **મૃદુ વર્ણ** કહેછે. એમાં બધા સ્વર, દરેક વર્ગના છેલા ત્રણ વ્યંજન, અને ય, ર, લ, વ, હ, ળ, એટલા અક્ષરો છે.

૨૫. દરેક વર્ગનો પહેલો તથા ત્રીજો અક્ષર અને ય, ર, લ, વ, ળ, એ **અલ્પ પ્રાણી** કહેવાય છે. કેમકે તેમને બોલતાં થોડો શ્વાસ ખેંચવો પડેછે.

૨૬. દરેક વર્ગનો બીજો તથા ચોથો અક્ષર, અને શ, ષ, સ, હ, એ **મહાપ્રાણી** કહેવાય છે. કેમકે તેમને બોલતાં વધારે શ્વાસ લેવો પડે છે.

## બારાક્ષરી.

૨૭. વ્યંજનની સાથે જુદા જુદા સ્વર મળવાથી તેનાં જે જુદાં જુદાં રૂપ થાય છે, તેને **બારાક્ષરી** કહેછે.

ઋ૯ વગર બાકીના દશ સ્વર, અને અનુસ્વાર તથા વિસર્ગ સૂચક અં, અઃ, એ બે મળીને બાર અક્ષરો વ્યંજનની સાથે બોલીએ, તો દરેક વ્યંજનનાં બાર રૂપ થાય, માટે તેને બાર

અક્ષરવાળી (હાર) એટલે બારાક્ષરી કહેછે. પછી તે ઉપરથી અપભ્રંશ બારાખડી થયું. ખરે ખરૂં જોઇએ તો આપણામાં અગીઆર સ્વર છે, માટે તે મળવાથી દરેક વ્યંજનનાં અગીઆર રૂપ થાય; અને તેથી તેને અગીઆરાક્ષરી કહેવી જોઇએ. ગામડી નિશાળના મેહેતાજીઓ બારાક્ષરને કકાનાં પદ કહેછે. ઋને ઠેકાણે લોકો ઘણું કરીને રૂ વાપરેછે.

જ્યારે સ્વરો વ્યંજન ભેગા મળે છે, ત્યારે તે સ્વરોનું આખું રૂપ જોડાતું નથી, પણ નીચે પ્રમાણે એક ભાગ જોડાય છે, અને વ્યંજનનું ચિન્હ ્ છે તે જતું રહેછે.

| સ્વર. | તેનું ચિન્હ. | જેમકે. |
|---|---|---|
| અ. | કંઈ નહી. | ક્+અ=ક. |
| આ. | ા કાનો. | ક્+આ=કા. |
| ઇ. | િ-હ્રસ્વ ઇ અથવા અજ્જુ. | ક્+ઇ=કિ. |
| ઈ. | ી દીર્ઘ ઈ અથવા અજ્જુ. | ક્+ઈ=કી. |
| ઉ. | ુ-હ્રસ્વ ઉ અથવા વરડુ. | ક્+ઉ=કુ. |
| ઊ. | ૂ દીર્ઘ ઊ અથવા વરડુ. | ક્+ઊ=કૂ. |
| ઋ. | ૃ ઋકાર. | ક્+ઋ=કૃ. |
| એ. | ે એક માત્ર. | ક્+એ=કે. |
| ઐ, | ૈ બેમાત્ર. | ક્+ઐ=કૈ. |
| ઓ. | ો કાનોમાત્ર. | ક્+ઓ=કો. |
| ઔ. | ૌ બેમાત્રકાનો. | ક્+ઔ=કૌ. |

એજ પ્રમાણે ગમે તે વ્યંજનનાં રૂપ થાય. જેમકે, ખ, ખા, ખિ, ખી, ખુ, ખૂ, ખૃ, ખે, ખૈ, ખો ખૌ, ઇત્યાદિ.

જ્ને દીર્ઘ અજ્જુ જોડવાથી તેનું રૂપ જી નહીં પણ જી થાય છે. -હ્રસ્વ અને દીર્ઘ ઉ તથા ઋકાર એ જ્ને કાનો કરીને જોડાય છે. જેમકે જુ, જૂ, જૃ.

ર ને ઊ જોડવું હોય તો 'રૂ' આવું રૂપ થાયછે. ઉ જોડવું હોય તોપણ ઘણી વખત એજ રૂપ રહે છે, અથવા તેને બદલે રુ આવું રૂપ લખાય છે.

## જોડાક્ષર.

૨૮. જોડાક્ષર (જોડ+અક્ષર) એટલે જોડેલા અક્ષર. બે અથવા વધારે વ્યંજનો, વચમાં સ્વર આવ્યા વગર એકઠા જોડીને, પછી છેવટે એક સ્વર મેળવવાથી જે રૂપ થાય તેને **જોડાક્ષર** કહેછે. જેમકે, ગ્, મ્, અને અ મળીને ગ્મ. ત્, ન્, ને ઈ મળીને ત્ની. ગ્ મ્, ય્, અને અ મળીને ગ્મ્ય. ઇત્યાદિ.

જોડાક્ષર લખવાની રીતઃ—

પહેલા અક્ષર ઉભા પલાંખાં વાળા હોય, તો તેમનો અડધો એટલે ઉભા પલાંખા વગરનો ભાગ કહાડી, પછી છેવટનો આખો વ્યંજન સ્વર સહિત જોડી દેવાયછે. જેમકે, સ્ત, પ્લ, સ્ત્સ. ત્ય, ઇત્યાદિ.

જે વ્યંજનમાં મૂળે ઉભું પલાંખું ન હોય, તેને બીજો કોઈ વ્યંજન જોડવો હોય તો, તે બીજો વ્યંજન પહેલાની ઘણીજ પાસે જમણી તરફ લખાય છે. જેમકે, ક્ક, ઞ્જ, ક્ય, ઞ્મ, ટ્ચ, ઇત્યાદિ. કોઈ કોઈ વખત પહેલાની નાચે પણ બીજો વ્યંજન લખાય છે. જેમકે, ઠ્ઠી, દ્દ, દ્ધ,

ર કોઈની સાથે જોડાય ત્યારે તેની નિશાની ^ આવી થાય છે. જેમ, ક્ર. ટ્ર. ઠ્ર, ડ્ર. પણ ઉભા પલાંખા વાળા વ્યંજનની ડાબી તરફ ˏ આવી નિશાની કરવાથી તેને ર્ જોડાય છે. જેમકે, પ્ર, મ્ર, સ્ર, ત્ર, ભ્ર, ઇ૦

રને કોઈ વ્યંજન જોડવો હોય, તો તે વ્યંજન ઉપર ' આવી નિશાની (રેફ) કરાય છે. જેમ, ર્મ, ર્ત, ર્પ.

કેટલાક જોડાક્ષરનાં બાળબોધ લિપિનાં રૂપ પણ ગુજરાતીમાં લખાય છે. જેમકે, દ્ધ, હ્ન, શ્ચ.

કેટલાક જોડાક્ષરો બે રીતે લખાય છે. જેમકે, ક્ર, ક્ક, ક્ત, ત્ત.

શની સાથે ર, લ, વ, ન, ચ જોડાયછે ત્યારે, ઘણું કરીને શનું રૂપ શ્, થાય છે. જેમકે, શ્ર, શ્લ, શ્વ, શ્ન,

ક્ષ અને જ્ઞ એ બે જોડાક્ષરોમાં મૂળ વ્યંજનો બદલાઈ ગયા છે. ક ને ષ મળીને ક્ષ થયો છે, અને જ તથા ઞ મળીને જ્ઞ થયો છે. હમણાં કેટલાએક જ્ઞનો ઉચ્ચાર દ્‌ન્ય જેવો કરેછે, અને કેટલાએક ગ્ન્ય જેવો કરેછે.

## ગુણ તથા વૃદ્ધિ.

૨૯. શબ્દના અર્થમાં ફેરફાર કરતાં, કોઈ કોઈ વખત તેમાં આવેલા ઈ અને ઉ નો અનુક્રમે એ અને ઓ થાય છે, તેમને ગુણ થયો એમ કહેછે. જેમકે, દિશ ના દેશ. ષ્ફુટ ના ષ્ફોટ. સંતુષ્ટના સંતોષ. લીપ (લીપવું) ના લેપ. ઈ૦

૩૦. શબ્દના અર્થમાં ફેરફાર કરતાં કોઈ કોઈ વખત તેમાં આવેલા અ, ઈ, ઉ,ને ૠનો અનુક્રમે આ, ઐ. ઔ, અને આર્ થાય છે, તેને વૃદ્ધિ થઈ કહે છે. જેમકે, શિવના શૈવ, જનકના જાનકી, બુધના બૌધ, પુત્રના પૌત્ર, પૃથ્વીના, પાર્થીવ, ચરના ચાર. મર ના માર.

## સંધિ.

૩૧. સંધી એટલે મળાપ. જ્યારે બે અક્ષર પાસપાસે આવે ને તેમના મળાપથી એક ત્રીજું રૂપ થાય, ત્યારે તેને સંધિ થઈ એમ કહે છે.

સંધિ પ્રકરણ એ સંસ્કૃત વ્યાકરણનો ભાગછે. સંધિના નિયમ ગુજરાતી થઈ ગએલા શબ્દને લાગતા નથી. જેમકે, કામ + આપીશ, કરી + આવ્યો ઈત્યાદિ શબ્દોનાં કામાપીશ. કર્યાવ્યો ઈ૦ એવાં રૂપ થતાં નથી. તોપણ ગુજરાતીમાં સંસ્કૃત શબ્દો ઘણા છે, અને તેમાં સંસ્કૃત નિયમ પ્રમાણે વારંવાર સંધિ થાય છે, માટે તેના સાધારણ નિયમ અહીં આપ્યા છે.

સંધિના ચાર પ્રકાર છે. ૧ સ્વરસંધિ, ૨ વ્યંજન સંધિ, ૩ અનુસ્વાર સંધિ, અને ૪ વિસર્ગ સંધિ.

## સ્વર સંધિ.

૩૨. બે સ્વર મળે ત્યારે તેમને ઠેકાણે જે રૂપ થાય, તેને સ્વર સંધિ કહેછે.

૩૩. સજાતીય એટલે એકજ સ્થાનના બે સ્વરો પાસપાસે આવે તો, તે બે જઈને તેમની જગાએ, તેજ સ્થાનનો દીર્ઘ સ્વર થાય છે. એટલે—

૧) અ અથવા આની પાસે અ અથવા આ આવે તો બંને

મળીને આ થાયછે. જેમકે, બાર + અક્ષરી= બારાક્ષરી, શબ્દ+અર્થ=શબ્દાર્થ, ભાવ + અર્થ=ભાવાર્થ, પૂજ્ય + આરાધ્યે =પૂજ્યારાધ્યે, ધર્મ + આત્મા = ધર્માત્મા, વિદ્યા +અર્થિ=વિદ્યાર્થિ, વિદ્યા + અભ્યાસ = વિદ્યાભ્યાસ, વિદ્યા + આલય= વિદ્યાલય. ઇ૦

(૨) ઇ અથવા ઈની પાસે ઇ અથવા ઈ આવે તો બંને મળીને ઈથાય છે. જેમકે:–હરિ+ઇચ્છા=હરીચ્છા. કવિ+ઈશ્વર=કવીશ્વર.

(૩) ઉ અથવા ઊ ની પાસે ઉ અથવા ઊ આવે તો બંને મળીને ઊ થાયછે. જેમકે, ભાનુ+ઉદય=ભાનૂદય.

૩૪. અ અથવા આ ની પાસે વિજાતીય સ્વર આવે તો તેમને ઠામે એ, ઐ, ઓ, કે ઔ થાય છે. એટલેઃ—

(૧) અ અથવા આ ની પાસે ઈ અથવા ઈ આવે તો બંને મળીને એ થાયછે. જેમકે,સ્વ+ઇચ્છા=સ્વેચ્છા,પરમ+ઈશ્વર=પરમેશ્વર, મહા+ઈંદ્ર=મહેંદ્ર, મહા+ઈશ્વર=મહેશ્વર.

(૨) અ અથવાં આ પછી ઉ કે ઊ આવેતો બંનેનો ઓ થાયછે. જેમકે, પર+ઉપકાર=પરોપકાર, સર્વ+ઉપમા=સર્વોપમા, ધર્મ+ઉપદેશક=ધર્મોપદેશક, ગંગા+ઉદક=ગંગોદક, વિદ્યા+ઉત્તેજક =વિદ્યોત્તેજક, શાળા+ઉપયોગી=શાળોપયોગી.ઇ૦

(૩) અ અથવા આ પછી ઋ આવેતો બંનેનો અર્ થાયછે. જેમકે,દેવ+ઋષિ=દેવર્ષિ, મહા+ઋષિ=મહર્ષિ,રાજા+ઋષિ=રાજર્ષિ. ઇ૦

(૪) અ અથવા આની પાસે એ, કે ઐ આવે તો બંનેને ઠામે ઐ થાયછે. જેમકે, પરમ+ઐશ્વર્ય=પરમૈશ્વર્ય, મહા+ઐશ્વર્ય= મહૈશ્વર્ય. ઇ૦

(૫) અ અથવા આ ની પાસે ઓ કે ઔ આવે તો બંનેને ઠામે ઔ થાયછે. જેમકે, કંઠ+ઓષ્ટ,=કંઠૌષ્ટ* ઉત્તમ+ઔષધિ= ઉત્તમૌષધિ.

૩૫. ઇ કે ઈ ની પાસે કોઈ વિજાતીય સ્વર આવે, તો ઇ કે

* વિકલ્પે કંઠોષ્ટ પણ થાયછે.

ઈ નો યૂ થાય છે. જેમકે, ઇતિ+અર્થ=ઇત્યર્થ, પ્રીતિ+અર્થ= પ્રીત્યર્થ, ઇતિ+આદિ=ઇત્યાદિ, પ્રતિ+ઉત્તર=પ્રત્યુત્તર. પ્રતિ+ એક=પ્રત્યેક. ઇ૦

૩૬. ઉ કે ઊ ની પાસે કોઈ વિજાતીય સ્વર આવે, તો ઉ અથવા ઊ નો વ્ થાયછે. જેમકે, મનુ+અંતર=મન્વંતર, ભાનુ+ આદિ=ભાન્વાદિ. ઇ૦

૩૭. ૠ પછી બીજો કોઈ સ્વર આવે, તો ૠનો ર્ થાય છે. જેમ, પિતૃ+ઇચ્છા=પિત્રિચ્છા, પિતૃ+આધાર=પિત્રાધાર.

## વ્યંજન સંધિ.

૩૮. કોઈ વ્યંજનની પાસે બીજો અક્ષર આવે, ત્યારે તે બેના મેળાપથી જે રૂપ થાય, તેને વ્યંજન સંધિ થઈ કહેછે.

૩૯. જો બંને ઘોષ અથવા બંને અઘોષ અક્ષરો પાસપાસે આવે તો, તેજ અક્ષરો કંઈ ફેરફાર થયા વગર જોડાય છે. જેમકે, વાક્+ પતિ=વાક્પતિ, જગત્+પતિ=જગત્પતિ, સત્+કર્મ=સત્કર્મ, ભગ- વત્+પુરાણ=ભગવત્પુરાણ, ષટ્+કર્મ=ષટ્કર્મ.

પરંતુ ત્ પછી જો ચ, જ, ટ, ત, અને લ આવે, તો ત્ બદલાઇને તેની જગાએ આગળનો અક્ષર થાયછે. એટલે આ- ગળનો અક્ષર બેવડાય છે. જેમકેઃ—સત્+ચિત=સચ્ચિત, સત્+ચરિત્ર=સચ્ચરિત્ર, સત્+જન=સજ્જન, વિદ્વત્+જન= વિદ્વજ્જન.

૪૦. કોઈ અઘોષ વ્યંજનની પાસે ઘોષ અક્ષર આવે તો તે અ- ઘોષ વ્યંજનને ઠેકાણે તેનો સજાતીય અલ્પ પ્રાણઘોષ વ્યંજન થાય. જેમકેઃ-વાક્+દાન=વાગ્દાન, સત્+ગુણ=સદ્ગુણ, ભગવત્+ગીતા= ભગવદ્ગીતા, ષટ્+ગુણ=ષડ્ગુણ, ષટ્+રિપુ=ષડ્રિપુ, સત્+આ- ચાર=સદાચાર, જગત્+ઈશ=જગદીશ. જગત્+ગુરૂ=જગદ્ગુરૂ. ઇ૦

૪૧. દંતસ્થાનના કોઇ વ્યંજનપછી શ આવે, તો દંતસ્થા નના વ્યંજનને ઠેકાણે ચ્ થાય, અને શ નો છ થાયછે. જેમકે,

સત્+શાસ્ત્ર=સચ્છાસ્ત્ર. અધૂ+શિર=અચ્છેર. ઇ.

૪૨. કોઈ વ્યંજન પછી અનુનાસિક વ્યંજન આવે, તો તે પહેલા વ્યંજનને ઠેકાણે તેનો સજાતીય અનુનાસિક થાયછે. જેમ કેઃ—જગત્+નાથ=જગન્નાથ, ઉત્+મત્ત=ઉન્મત્ત. ચિત્+મય=ચિન્મય.

## અનુસ્વાર સંધિ.

૪૩. અનુસ્વાર પછી કોઈ અક્ષર આવે, ત્યારે તે બેના મેળાપથી જે રૂપ થાય, તેને અનુસ્વાર સંધિ કહે છે.

૪૪. અનુસ્વાર પછી કોઈ સ્વર આવે, તો અનુસ્વારનો મ્ થાય છે. જેમ, સં+આચાર=સમાચાર, સં+ઋદ્ધિ=સમૃદ્ધિ, સં+આરંભ=સમારંભ. ઇ૦

૪૫. અનુસ્વાર પછી કોઈ વ્યંજન આવે,તો તે વ્યંજનના સ્થાનનો અનુનાસિક અક્ષર અનુસ્વારને ઠેકાણે થાય. જેમકે સં+કલ્પ=સઙ્કલ્પ, સં+યોગ=સઞ્યોગ,સં+ચરવું=સઞ્ચરવું, સં+તાપ=સન્તાપ, સં+તોષ=સન્તોષ, સં+પૂર્ણ=સમ્પૂર્ણ, સં+બંધ=સમ્બંધ,ઇ૦. એમ બોલાય છે; પણ લખવામાં તો સંકલ્પ, સંયોગ, સંચરવું, સંતાપ, સંતોષ, સંપૂર્ણ, સંબંધ ઇ૦ એવાંજ રૂપ સાધારણ છે.

કોઈ અનુનાસિકના જેવો અનુસ્વારનો ઉચ્ચાર નથી થતો, ત્યારે તો બિંદુજ રહેવા દેવું પડેછે. જેમકે, આંસુ, કુંભારે, મેં, તેં, શબ્દમાં, સારૂં. ઇ૦

## વિસર્ગ સંધિ.

૪૬. વિસર્ગ પછી બીજો કોઈ અક્ષર આવે, ત્યારે તે બેના મેળાપથી જે રૂપ થાય, તેને વિસર્ગ સંધિ કહેછે.

૪૭. અઃ પછી ઘોષ અક્ષર આવેતો અઃનો ઓ થાયછે. જેમ કે, મનઃ+ભાવ=મનોભાવ, તેમજ મનોયત્ન, મનોવિકાર, મનોહર ઇત્યાદિ. પરંતુ જો મૂળે ર્ નો વિસર્ગ થયો હોય તો તેનો ર્ થાયછે. જેમકે, પુનર્વિવાહ, પુનર્લગ્ન, પુનરપિ, પુનરૂક્તિ, અંતર્ધ્યાન, ઇ૦

૪૮. વિસર્ગ પછી ચ વર્ગનો વ્યંજન આવે, તો વિસર્ગનો શ્ થાય. જેમકે, નિશ્ચય, નિશ્ચિંત, અનિશ્ચિત, ઇ૦

૪૯. વિસર્ગ પછી શ આવે તો વિસર્ગજ રહે, અથવા તેનો શ્ થાય. જેમકે, જ્યોતિઃશાસ્ત્ર અથવા જ્યોતિશ્શાસ્ત્ર; નિઃશંક, અથવા નિશ્શંક, નિઃશેષ અથવા નિશ્શેષ. ઇ૦

૫૦. વિસર્ગ પછી ક, ખ, પ, ફ, આવે તો વિસર્ગજ રહે છે, જેમકે, અંતઃકરણ; પ્રાતઃકાળ, દુઃખ, અતઃપર, ઇત્યાદિ. પરંતુ જો મૂળે ર્નો વિસર્ગ થયો હોય, તો તેનો ષ્ થાયછે. જેમકે નિઃ+કપટ=નિષ્કપટ, તેમજ નિષ્કલંક, નિષ્પાપ, નિષ્ફળ, ઇ૦. વળી નમઃ + કાર=નમસ્કાર થાયછે.

૫૧. વિસર્ગ પછી ત આવે તો વિસર્ગનો સ્ થાયછે; અને સ્ આવે તો વિસર્ગજ રહે, અથવા તેનો સ્ થાય. જેમકે નિસ્તેજ, નિઃસંશય અથવા નિસ્સંશય; પુનઃસંસ્કાર અથવા પુનસ્સંસ્કાર. ઇ૦

---

# ભાગ ૨ જો.

## શબ્દ વિચાર.

૫૨. શબ્દવિચારમાં શબ્દના વર્ગ, અને તેમનાં વિવિધ રૂપો વગેરેનો વિચાર આવે છે.

૫૩. વ્યાકરણમાં શબ્દના મુખ્ય ત્રણ વર્ગ કરી શકાય. ૧ પ્રાતિપદિક, ૨ ક્રિયાપદ, અને ૩ અવ્યય.

૫૪. જે શબ્દોને વિભક્તિકાર્ય અથવા વિભક્તિના પ્રત્યયો લાગી શકે છે, પણ કાળના પ્રત્યય લાગતા નથી, તેમને પ્રાતિપદિક કહેછે. પ્રાતિપદિકના ત્રણ પ્રકાર છે. નામ, વિશેષણ અને સર્વનામ.

૫૫. જે શબ્દથી પ્રાણી અથવા પદાર્થ છે કે હશે એવું સમજવામાં આવે તેને નામ કહેછે. જેમકે, માણસ, ઘોડો, કાગળ, ખડીઓ, લખણ, પાટી, ચિત્ર, પવન, મન, ટોળું, ફોજ,

અમદાવાદ, મોતીલાલ, દિવાળી, બળેવ, ગળપણ, ડહાપણ, નમ્રત, ઇ૦

૫૬. જે શબ્દ નામનો ગુણ બતાવે તેને વિશેષણ કહેછે. જેમકે—સારો, ખોટો, લાલ, ધોળું, હલકો, સમજુ, ઇ૦

૫૭. નામને બદલે જે શબ્દ વપરાય તેને સર્વનામ કહેછે. જેમકે, હું, તું, તે, અમે, તમે, તેઓ, ઇ૦

૫૮. જે શબ્દ ક્રિયા અથવા સ્થિતિ બતાવે, અને જેને કાળના પ્રત્યય લાગે, તે ક્રિયાપદ કહેવાય છે. જેમકે, કર્યું, ખાધું, બોલીશ, છે, હતો, બેઠો, ઇત્યાદિ.

૫૯. શબ્દના રૂપમાં કંઈ ફેરફાર ન થતાં, જે હમેશાં એકજ રૂપે રહેછે, તેને અવ્યય કહે છે. જેમ, ઝટ, અને, અથવા, સુધાં, વડે, અરે, ઠીક ઇ૦

ઉપર પ્રમાણે ત્રણ પ્રાતિપદિક, ક્રિયાપદ, અને અવ્યય મળીને કુલ—નામ, વિશેષણ, સર્વનામ, ક્રિયાપદ, અને અવ્યય,- એ પાંચ મુખ્ય વર્ગમાં ભાષાના બધા શબ્દો મૂકી શકાય.

## નામ.

૬૦. નામના ત્રણ પ્રકાર છે. વિશેષનામ, સામાન્યનામ, અને ભાવવાચક નામ.

૬૧. એકજ પ્રાણી અથવા પદાર્થને ઓળખવા સારૂ જે ખાસ નામ પાડ્યું હોય તે વિશેષનામ કહેવાય. જેમકે, લલુ, ગંગા, સાબરમતિ, હીમાલય, મોતીઓ, ટીપુ, ભોજ વિક્રમ, ઇ૦

દુનિયાંમાં જે જે વસ્તુઓ છે તે દરેકને વાસ્તે જુદું નામ હોય, તો ભાષામાં અગણિત શબ્દો ફકત નામનાજ થઈ જાય; માટે કોઈ પણ બાબતમાં મળતી આવતી વસ્તુઓને એક સાધારણ એટલે સામાન્ય નામ ઠરાવેલું હોયછે. એટલે—

૬૨. જે નામ કોઈ વર્ગને અથવા તે વર્ગમાંની કોઇ પણ એક વસ્તુને સરખી રીતે લાગુ પડે, તેને સામાન્ય નામ કહે છે. જેમકે, હાથી, ઘોડો, માણસ, ફુલ, ફળ, કલમ, ઇ.

એકજ નામનાં બે ત્રણ માણસો હોય, તો પણ જો તે નામથી એક અમુકજ માણસનું જ્ઞાન થાય, તો તે વિશેષનામ કહેવાય. જેમકે, એક કલાસમાં ચુનિલાલ નામના ચાર છોકરા હોય, તેમાંથી એકના બાપે આર્વાને કહ્યું, કે ચુનિલાલને મોકલો. આ ઉપરથી તેના છોકરા વગર બીજા ચુનિલાલનું જ્ઞાન નહિ થાય, માટે તે વિશેષનામ છે.

પરંતુ કોઈ વિશેષ નામમાં જે ગુણ હોય, તેજ ગુણવાળી બીજી વસ્તુ અથવા વસ્તુઓને બતાવવાને તે વિશેષનામ વાપર્યું હોય, તો તે ઠેકાણે એ સામાન્ય નામછે. જેમકે, આ નિશાળમાં પંદર ચુનિલાલ છે. તેમજ, તું તો રાજા ભોજ છે. તમે તો બધા ભીમસેનજછો. દશે ગવૈયા જાણે તાનસેનજ જોઈ લો. આમાં ભોજ, ભીમસેન, તાનસેન એ સામાન્ય નામ છે. એ ગૌણનામ પણ કહેવાય છે.

ટોળું, ધણ, સૈન્ય, મંડળી, કાફલો, પલટણ. ઈ૦ સમૂહ અથવા ટોળાનાં નામ પણ સામાન્ય નામમાં ગણી શકાય.

૬૩. ગુણ અથવા ભાવ ઉપરથી જે નામ થાયછે, તે ભાવવાચક નામ કહેવાય છે. જેમકે, ગળપણ, ખટાશ, વિદ્વત્તા, મોટાઈ, માર, ગાયન.

૬૪. નામને જાતિ, વચન, અને વિભક્તિ લાગેછે. એ ત્રણેમાં નામનાં જે જૂદાં જૂદાં રૂપ થાયછે, તેમને નામનાં રૂપાંતર કહેછે.

## જાતિ.

૬૫. પ્રાણીઓમાં નર ને નારીનો ભેદ હોયછે. અચેતન પદાર્થોમાં તે નથી હતો, પણ તે નર કે નારીની પેઠે બોલાયછે. કેટલાંક નામ નર કે નારી બેમાંથી એકેની પેઠે નથી બોલાતાં. આ ભેદને જાતિ કહેછે.

૬૬. જાતિ ત્રણછે. નર, નારી, અને નાન્યતર.

૬૭. જે નામ પોતાના અર્થમાં પુરૂષપણું બતાવે છે, અથવા પુરૂષની પેઠે બોલાયછે, તે નરજાતિનું નામ કહેવાયછે. જેમકે, પુરૂષ, બળદ, મોતીલાલ, હિમાલય, પાટડો, ખડીઓ, લાડુ, ઈ૦

૬૮. જે નામ પોતાના અર્થમાં સ્ત્રીપણું બતાવેછે, અથવા સ્ત્રીની પેઠે બોલાયછે, તે નારીજાતિનું નામ કહેવાય છે. જેમકે, સ્ત્રી, ગંગા, લક્ષ્મી, ગાય, વાડી, ચોપડી, લેખણ,ઇત્યાદિ.

૬૯. જે નામ પોતાના અર્થમાં પુરૂષ કે સ્ત્રીપણું કંઇએ બતાવતું નથી, અથવા પુરૂષ કે સ્ત્રીની માફક બોલાતું નથી, તે નાન્યતરજાતિનું નામ કહેવાયછે. જેમકે, માણસ, પશુ, પક્ષી, ઘર, છાપરૂં. ઇ.

૭૦. જાતિ દર્શક પ્રત્યયો*ઓ, ઇ, અને ઉં છે. જે નામ તેના અર્થ પ્રમાણે ત્રણે જાતિમાં ફરી શકે, તેનું રૂપ નરજાતિમાં ઓકારાંત, નારીજાતિમાં ઇકારાંત, અને નાન્યતરમાં ઉંકારાંત થાયછે. જેમકે, છોકરો, છોકરી, છોકરૂં; વાંદરો, વાંદરી, વાંદરૂં; ઘોડો, ઘોડી, ઘોડું; ઇ૦

ગુજરાતી ભાષામાં અમુક શબ્દની જાતિ જાણવાનું પરદેશીને બહુ કઠણ છે. પ્રાણી વાચક નામોની જાતિ પણ કેટલેક ઠેકાણે પુરૂષ કે સ્ત્રીપણા ઉપર આધાર રાખ્યા વગર નક્કી કરેલી હોયછે. જેમકે, કાચંડો, નોળવો, કાચબો, વંદો,ઇ૦ માં નારી હોય તે પણ નરજાતિ કહેવાય છે. માખો, જુ, ધો, કસારી, ઇ૦ માં નર હોય તે પણ નારી જાતિમાં બોલાય છે. વળી ઘુવડ, ચામાચિડિયું, તીડ ઇ૦ નાન્યતરમાંજ બોલાય છે. એમ છતાં પ્રાણી વાચક નામોમાં તો પુરૂષ કે સ્ત્રીપણાના અર્થ ઉપરથી જાતિભેદ થઇ શકે, પરંતુ અચેતન પદાર્થોમાંએ તેવો જાતિભેદ જણાય છે. ઘણો વખત કંઇ પણ ધોરણ વગર જાતિ નક્કી કરી હોયછે. જેમકે, દાણામાં, મગ, મઠ, ઘઉં, તલ, કોદ્રા, ઇ૦ નરજાતિ, અને બાજરી, ડાંગેર, તુવેર, જુવાર, ઇ૦ નારીજાતિ પણ છે. પ્રવાહીમાં પાણી,તેલ, એરંડીઉં, ઘી, ઇ૦ નાન્યતરજાતિ; તાડી, રૂશનાઇ, છાશ, એ નારીજાતિ; અને દારૂ નરજાતિ છે. તેમજ શરીરના અવયવો, ઝાડ, ફૂળ, ઇ૦ નાં નામ કંઇ ધોરણ વગર જુદી જુદી જા-

*એક અથવા વધારે અક્ષરો કોઈ શબ્દને છેડે આવીને તેના અર્થમાં ફેરફાર કરે, તો તે અક્ષર અથવા અક્ષરો પ્રત્યય કહેવાયછે. પ્રત્યય છુટા હોય ત્યારે તેમાં કંઈ અર્થ હોતો નથી.

તિમાં હોય છે. જાતિનું ખરેખરૂં જ્ઞાન તો ભાષા સારી રીતે જાણતો હોય તેની પાસેથી અથવા કોશથી થવાનું; તોપણ નામના રૂપ ને અર્થ ઉપરથી જાતિ ઓળખવાના કેટલાક નિયમ છે, તે નીચે આપ્યા છે.

### નરજાતિ.

૭૧. રૂપ ઉપરથીઃ—

(૧) ઓકારાંત શબ્દો ઘણું કરીને નરજાતિ હોયછે. જેમકે, ખડીઓ, કાચબો, ઘડો, હાથો, ભાલો. ઈ૦

અપવાદઃ—ઘો, જળો, બો, છો, ઓ, એ નારીજાતી છે. મોં અને પો (પાસાનું) એ નાન્યતર છે.

(૨) શબ્દ અથવા તેનો કોઈ ભાગ બેવડાયા પછી 'આટ' પ્રત્યય લાગેથી જે નામ થાય તે નરજાતિછે. જેમકે, ગડગડાટ, ભડભડાટ, બડબડાટ, ફડફડાટ, ગણગણાટ. ઈ૦

૭૨. અર્થ ઉપરથી નીચેનાં નામ નરજાતિ માલમ પડેછેઃ—

(૧) પુરુષ વાચક પ્રાણીનાં નામ. જેમકે, ઘોડો, હાથી, પોપટ. ઈ૦

(૨) સાતવારનાં નામ. રવિ, સોમ, મંગળ ઈ૦

(૩) બારમાસનાં નામ. કાર્તક, માગશર. ઈ૦

(૪) પર્વતોનાં નામ. હીમાલય, સાતપુડો, વિંધ્યાચળ. ઈ૦

(૫) પૃથ્વી વગર આકાશી પદાર્થોનાં નામ. બુદ્ધ, શુક્ર, રાહુ, સુર્ય, ચંદ્ર, કેતુ, શનિ, ઈ૦

(૬) મહાસાગર તથા સમુદ્રનાંનામ. જેમકે, આટલાંટિક, પાસિફિક, ભૂમધ્ય. ઈ૦

(૭) અચેતન પદાર્થોમાં મોટા નાનાનો વિચાર કરતાં, મોટા પદાર્થોનાં નામ નરજાતિ હોય છે. જેમકે, કોદાળો, રોટલો, ડુંગર, રાગ, ઘુઘરો, કાકડો, ઈ૦

### નારીજાતિ.

૭૩. રૂપ ઉપરથી નારીજાતિનાં નામ નીચે પ્રમાણેઃ—

(૧) ઈકારાંત નામ ઘણું કરીને નારીજાતિછે. જેમકે, પાટી, માટી, છાતી, ગાદી, પાલખી, વાળી, દીવી, પાઘડી, કાંચળી, ઈ૦

અપવાદ. (અ) માળી, મોચી, ઘાંચી, કોળી, કવિ, ઋષિ, હાથી, જોશી, તંબોળી, સોની, દાણી, એ નરજાતિ છે.

(આ) પાણી,ઘી,બી, મોતી, પક્ષી, એ નાન્યતરછે.

(૨) સંસ્કૃત આકારાંત નામ. દયા, માયા,લજ્જા,ગંગા, શોભા, પ્રજા. ઈ૦

અપવાદ. રાજા, મહિમા, ચંદ્રમા, દેવતા, શ્રોતા, વા, ઘા, ઈ૦ શબ્દો નરજાતિ છે. પણ તે સંસ્કૃતમાં આકારાંત નથી.

કલકત્તા,આગરા ઈ૦ આકારાંત શેહેરો નાન્યતરછે.

(૩) એકારાંત નામો. જેમકે, હરડે, ગે, વલે, પડવે,ઈ૦

(૪) જેને છેડે 'આઇ' અથવા 'આશ' પ્રત્યય આવે એવાં ભાવવાચક નામ. મોટાઈ, ભલાઈ, ભુંડાઈ મીઠાશ, ખટાશ, ભલાશ, ભુંડાશ. ઈ.

(૫) તા પ્રત્યયવાળાં ભાવવાચક નામ. વિદ્વત્તા, યોગ્યતા, સ્વચ્છતા, દરિદ્રતા, ઈ૦

(૬) દારી પ્રત્યયવાળાં નામ. સુબેદારી, હવાલદારી, ખબડદારી, જમાદારી, ઈ૦

(૭) ગિરીપ્રત્યયવાળાં નામ. મેહેતાગિરી, શાલગિરી, ગુલામગિરી, ઈ૦

(૮) ધાતુ ઉપર ણી પ્રત્યય આવીને જે નામ થાયછે તે. કાપણી, ઓતરણી, શિવણી, કહેણી, કરણી. ઈ૦

(૯) મણી પ્રત્યયવાળાં નામ. પહેરામણી, શીવડામણી, સારામણી, ઈ૦

(૧૦) ધાતુ બેવડાઇને જે નામ થાયછે તે. કચકચ, બો-
બાબોલી, મારામારી, દોડાદોડ, મારંમારા, દોડમ-
દોડા. ઈ૦

૭૪. અર્થ ઉપરથી નીચેનાં નામ નારી જાતિમાં જણાયછે.

(૧) તિથિનાં નામ(પડવા વગર). પડવે, બીજ, ત્રીજ, ઈ૦

(૨) નદીનાં નામ. ગંગા, સિંધુ, સાબરમતિ, નર્મદા ઈ.
પણ બ્રાગાવો, મેશ્વો એ નરજાતિમાં છે.

(૩) મોટા નાનાનો વિચાર કરતાં નાના પદાર્થનાં નામ.
કોદાળી, રોટલી, ડુંગરી, રાગણી, ઘુઘરી, કાકડી, ઈ૦

(૪) સ્ત્રી વાચક પ્રાણીનાં નામ. જેમકે, સ્ત્રી, બકરી,
ગાય, ભેંસ, છોકરી, ઈ૦ પણ બૈરૂં, ઠકરાળાં એ
નારી છતાં નાન્યતરમાં વપરાય છે.

૭૫. પુરૂષ વાચક નામોનાં સ્ત્રી વાચક નામો નીચે પ્રમાણે
થઈ શકેછે.

(૧) છેલા અનો આ થાય. જેમકે, ચંચળના ચંચળા,
હંસના હંસા, ચતુરના ચતુરા.

(૨) છેલા અ નો અથવા ઓ નો ઈ થાયછે. જેમકે,

| નર | નારી. | નર | નારી. |
|---|---|---|---|
| બ્રાહ્મણ | બ્રાહ્મણી. | કાકો | કાકી. |
| દેવ | દેવી. | મામો | મામી. |
| રાક્ષસ | રાક્ષસી. | દીકરો | દીકરી. |
| પુત્ર | પુત્રી | બેટો | બેટી. |

(૩) છેવટના અ, ઈ, કે ઓ નો એણ અથવા ણ થઈ
જાય છે. જેમકે,

| નર | નારી. | નર | નારી. |
|---|---|---|---|
| સુતાર | સુતારેણ-રણ. | ઘાંચી | ઘાંચેણ-ચણ. |
| સોનાર | સોનારેણ-રણ. | વાણીઓ | વાણીએણ-અણ. |

| | | | |
|---|---|---|---|
| નાગ | નાગેણ-ગણ. | કાછીઓ | કાછીએણ-આણ. |
| મોચી | મોચેણ-ચણ. | | |

(૪) છેલા અ નો કોઈ વખત આણી થાય છે. જેમકે,

| | | | |
|---|---|---|---|
| ભટ | ભટાણી. | પટેલ | પટલાણી. |
| શેઠ | શેઠાણી. | ગોર | ગોરાણી. |

(૫) છેડે ડી અથવા ણી પ્રત્યય લગાડેથી.

| | | | |
|---|---|---|---|
| નર | નારી. | નર | નારી. |
| ચાકર | ચાકરડી. | ચંડાળ | ચંડાળણી. |
| હજામ | હજામડી. | પિશાચ | પિશાચણી. |
| ભીલ | ભીલડી. | પાપી | પાપીણી. |

(૬) કેટલાંએક પુરૂષ વાચક નામને મળતાં સ્ત્રી વાચક નામના શબ્દ જુદાજ હોયછે. જેમકે,

| | | | |
|---|---|---|---|
| નર, | નારી. | નર, | નારી. |
| પુરૂષ | સ્ત્રી. | ભાઈ | ભોજાઈ. |
| બાપ | મા. | રાજા | રાણી. |
| વર | વહુ અથવા કન્યા. | કીત્ત | કલમ. |
| મરદ | ઓરત. | પાડો | ભેંસ. |
| નર | નારી અ. માદા. | બળદ કે આખલો | ગાય. |
| ભાઈ | બેન. | સસરો | સાસુ. |

## નાન્યતરજાતિ.

૭૬. રૂપઉપરથીઃ—

(૧) ઉંકારાંત નામ બધાં, અને ઘણાંખરાં ઉકારાંતનામ નાન્યતરજાતિ હોયછે. જેમકે, ગાડું, છાપરૂં, ઘોડું, શેલું, રૂ, પશુ, લીંબુ, જાંબુ, તરૂ ઈ૦

અપવાદઃ(અ.) બાહુ, સાધુ, વાયુ, શત્રુ, ગુરૂ, સાળુ, ધાતુ (ક્રિયાપદનો), ચરૂ, દારૂ, ઘહું, ઈ૦ નરજાતિ છે.

(આ) લુ, વસ્તુ, સાસુ, વહુ, જુ, ઈ૦ નારીજાતિ છે.

(૨) જેને છેડે અણ, આણ, કે પણ પ્રત્યય આવેછે એવાં ભાવવાચક નામ નાન્યતર જાતિમાં છે. જેમકે, ભરણ, પોષણ, ભૂષણ, ભ્રમણ, ઉડાણ, એડાણ, લખાણ, ગળપણ, ડહાપણ, શાણપણ, ભોળપણ, સગપણ, ઘડપણ. ઇ૦

(૩) જેને છેડે અણું, આણું, કે પણું, એ પ્રત્યયો આવે તે શબ્દો નાન્યતરજાતિ છે. જેમ, ભરેણું, ગળણું, ઘુંટણું, ગાણું, ઉઘરાણું, અળખામણું, દાસપણું, કવિપણું, જંગલીપણું. ઇ૦

(૪) ત્વપ્રત્યયવાળાં નામ નાન્યતર છે. જેમ, દાસત્વ, પુરૂષત્વ, મહત્વ, જડત્વ, કવિત્વ. ઇ૦

(૫) મણ પ્રત્યય વાળાં નામ નાન્યતર છે. જેમ, શિવડામણ, ઘડામણ, દળામણ, અટામણ, શીરામણ. ઇ૦

અપવાદ; ભલામણ, શિખામણ એ નારીજાતિ છે.

૭૭. અર્થ ઉપરથી નીચેનાં નામ નાન્યતર જાતિમાં જણાયછે.

(૧) નર કે નારીનો ભેદ બતાવ્યા વગર પ્રાણીઓનાં સાધારણ નામ. જેમકે, માણસ, પશુ, પક્ષી, ઇ૦ અપવાદઃ-જુ, માખી, ઘો, નોળવો, ઇ૦ ને ઉપરનો નિયમ નથી લાગતો.

(૨) શેહેરનાં નામ. અમદાવાદ, કલકત્તા, ડાકોર, લંડન. ઇ૦

(૩) સરોવરનાં નામ. એરલ, રાવણહદ, વહાન ઇ૦

૭૮. કેટલાએક બીજી ભાષાના શબ્દોની જાતિ, તે ભાષામાં જે હોય તે કરતાં ફરી ગઈ હોયછે. જેમકે.

| | | | | | |
|---|---|---|---|---|---|
| વસ્તુ. | સંસ્કૃતમાં | નાન્યતર, | અને | ગુજરાતીમાં | નારી. |
| જન્મ. | ,, | ,, | ,, | ,, | નર. |
| મિત્ર. | ,, | ,, | ,, | ,, | નર. |
| પક્ષી. | ,, | નર | ,, | ,, | નાન્યતર. |
| અગ્નિ. | ,, | ,, | ,, | ,, | નર ને નારી. |
| દારા. | ,, | ,, | ,, | ,, | નારી. |
| તારા. | ,, | નારી | ,, | ,, | નર. |

આતસ ફારશીમાં નારી, અને ગુજરાતીમાં નર કે નારી.
બુલ્બુલ " " " " નાન્યતર.

૭૯. કેટલાંએક નામોની, જુદા જુદા ભાગમાં જુદી જુદી જાતિ થાયછે. પછી તેઓ બે અથવા ત્રણે જાતિમાં બોલાય છે. જેમકે,

(૧) ટેબલ, ગુજરાત, ઢોલ, આયુષ, એ ત્રણે જાતિમાં બોલાય છે.

(૨) વખત, વાર, તંબાકુ, શોધ, તપાસ, મરોડ, અગ્નિ, વર્ગ, મતલબ, ઈ૦ કેટલાંક નામ નર અને નારી બંને જાતિમાં વપરાયછે. ચાલ (રિવાજ) નરજાતિ; જેમકે, બાપ દાદાનો ચાલ. ચાલ(વર્તણુક અથવા હીંડચા) નારી જાતિછે.

(૩) માણસ, મત્ત, સન્યસ્ત, ડોળ, હિંદુસ્તાન, રૂશીઆ, કછ, કાઠીઆવાડ, ઈ૦ નામ, નર અને નાન્યતર એ બંને જાતિમાં બોલાય છે.

(૪) ઘડીઆળ, જનોઈ, સવાર, સોપારી, ઓળખાણ, મુંબઈ, કાશી, દિલ્હી, વિલાયત, ઈ૦ નામ, નારી અને નાન્યતર એ બંને જાતિમાં બોલાય છે.

### વચન.

૮૦. કોઈપણ નામથી જે વસ્તુનું જ્ઞાન થાયછે, તે એક છે કે એકથી વધારે, તે જેથી જણાય તેને વચન કહે છે.

૮૧. વચન બે છે. ૧ એક વચન, ૨ બહુ વચન.

૮૨. જેથી એકજ વસ્તુનું જ્ઞાન થાય તે એક વચન. જેમકે, છોકરો આવ્યો. આ વાક્યમાં આપણને એકજ છોકરાનું જ્ઞાન થાયછે, માટે તે એક વચનમાં કહેવાય છે. તેમજ દરવાજો ઉઘાડ્યો, છાપરૂં પડ્યું, શેલું ફાટ્યું, એમાં દરવાજો, છાપરૂં, શેલું એ શબ્દ એક વચનમાં છે.

૮૩. જેથી એક કરતાં વધારે વસ્તુઓનું જ્ઞાન થાય તે બહુ વચન. જેમકે, છોકરાઓ આવ્યા. આ વાક્ય જોતાંજ આ-

પણને માલમ પડેછે કે એક કરતાં વધારે છોકરાછે; અને તેથી છોકરાઓ એ બહુ વચનમાં કહેવાય છે. તેમજ દરવાજા ઉઘડ્યા, છાપરાં પડ્યાં, શેલાં ફાટ્યાં, એમાં દરવાજા, છાપરાં, શેલાં એ નામ બહુ વચનમાં છે.

૮૪. ગુજરાતીમાં એક વચનનો કંઇ પ્રત્યય નથી. નામનું જે રૂપ હોય છે, તેજ એક વચનમાં રહેછે. જેમકે, ચોપડી ચિબણુ, કાગળ, ઇ૦

૮૫. બહુ વચનનો પ્રત્યય ઓ છે. જેમકે, રાજાનું રાજાઓ, માતાનું માતાઓ, ચોપડીનું ચોપડીઓ ઇ.

૮૬. ઓકારાંત નરજાતિનાં નામનું બહુવચન ઓ નો આ કરવાથી થાય છે, અથવા આ કર્યા પછી બહુવચનનો પ્રત્યય ઓ ઉમેરાય છે. જેમકે,

| એકવચન | બહુવચન. |
|---|---|
| છોકરો | છોકરા અથવા છોકરાઓ. |
| પાટડો | પાટડા ,, પાટડાઓ. |

૮૭. ઉંકારાંત નાન્યતર જાતિનાં નામનું બહુવચન ઉંનો આં કરવાથી, અથવા આં કર્યા પછી બહુવચનનો પ્રત્યય ઓ મુકવાથી થાયછે. જેમકે,

| એકવચન | બહુવચન. |
|---|---|
| છાપરૂં | છાપરાં અથવા છાંપરાંઓ. |
| શેલું | શેલાં ,, શેલાંઓ. |

૮૮. અકારાંત નામોનું બહુવચન મૂળ રૂપેજ રહે છે, અથવા અ કહાડી નાખીને બહુવચનનો પ્રત્યય ઓ લગાડાય છે. જેમકે,

| એકવચન. | બહુવચન. |
|---|---|
| માણસ | માણસ અથવા માણસો. |
| ગામ | ગામ ,, ગામો. |

ટીપઃ—ચરોતરમાં અકારાંત નાન્યતર જાતિના નામને આં લગાડીને બહુવચન કરેછે. જેમકે, ઘરાં, ફુલાં, ઢોરાં, ખેતરાં,

ઇ. પણ મનાં, ઘનાં, વનાં, ઇ. નથી બોલતા. કાઠીઆવાડમાં ગાયું, ભેસું, બકરીયું, એવાં બહુવચનમાં રૂપ થાય છે.

૮૯. ઉપર કહેલા શબ્દો વગર બાકીના શબ્દો બહુવચનમાં તેજ રૂપે રહેછે, અથવા તેમના રૂપમાં કંઈ ફેરફાર થયા વગર તેમને બહુ વચનનો પ્રત્યય ઓ લાગેછે. જેમકે,

| એકવચન | બહુવચન. | | |
|---|---|---|---|
| દેવતા | દેવતા | અથવા | દેવતાઓ. |
| રાજા | રાજા | ,, | રાજાઓ. |
| પાઘડી | પાઘડી | ,, | પાઘડીઓ. |
| ઘાંચી | ઘાંચી | ,, | ઘાંચીઓ. |
| મોતી | મોતી | ,, | મોતીઓ. |
| પશુ | પશુ | ,, | પશુઓ. |
| લીંબુ | લીંબુ | ,, | લીંબુઓ. |
| લાડુ | લાડુ | ,, | લાડુઓ. |
| સાસુ | સાસુ | ,, | સાસુઓ. |
| ખો | ખો | | * |
| જળો | જળો. | | |
| મોં | મોં. | | |

ઉપર નામનાં વચન બએ રીતે બતાવ્યાં છે. એકમાં બહુવચનનો પ્રત્યય લાગતો નથી, અને બીજામાં લાગે છે. પેહેલી રીત દિનપર દિન ઓછી થતી જાય છે, અને બીજી રીત વધતી જાયછે.

જ્યારે એકવચન અને બહુવચનમાં સરખાંજ રૂપ થાય છે, ત્યારે નામની પહેલાં બહુ, ઘણાં, સર્વ, સઘળાં, ઇ. સંખ્યાવાચક શબ્દો મુકવાથી અથવા બીજા અર્થ ઉપરથી બહુવચન નકી કરવામાં આવેછે. જેમકે, બહુ રાજા એકઠા

*આકારાંત શબ્દ છે માટે બીજો ઓ બોલાતો નથી. કોઈ વખત ખોયો, જળોયો, એવાં રૂપ થાય છે.

થયા હતા; તે દશ લાડુ ખાય છે; હજી ઘણાં કામ બાકીછે.

કેટલાંક નામનાં રૂપ અકારાંત અને ઓકારાંત બંને થાય છે, ત્યારે તેનું બહુવચન અકારાંતજ રહે છે, અથવા ઓકારાંતના બહુવચન પ્રમાણે થાય છે. જેમકે, લઠાનુંલઠ, લઠાઅંઅથવાલઠાઓ; કેમકે લઠનું લઠો પણ થાય છે. કરનારનું, કરનારે, કરનારા, કરનારાઓ.

૯૦. ભાવવાચક નામ ભાવવાચકનાજ અર્થમાં વપરાય, ત્યારે તેને બહુવચન લાગતું નથી. જેમ, લોભ એ પાપનું મૂળ છે. જાણ્યું તમારૂં ડહાપણ.

પણ જો તે ભાવના જૂદા જૂદા પ્રકાર અથવા જાતો બતાવતું હોય તો તેનું બહુવચન થાયછે. જેમકે, મે તે શાં પાપ કર્યાં હશે ! (જૂદા જૂદા પ્રકારનાં પાપ) કીયા જન્મનાં વેર વાળ્યાં. (જુદી જુદી જાતનાં વેર).

૯૧. જથા અથવા ઢગ વાચક પદાર્થનાં નામ એક વચનમાંજ વપરાય છે. જેમકે, પાણી, સોનું, ઘી, ખાંડ, ડાંગર, બાજરી, ઈ. પણ જો પદાર્થની જૂદી જૂદી જાતો બતાવવી હોય, તો તે પદાર્થના નામને બહુ વચન લાગે છે. જેમ, તેણે તો બહુ જગાનાં પાણી પીધાં છે. બજારમાં ચાર જાતનાં ઘી મળે છે, ઈ૦

૯૨. વળી ઘહું, મગ, મઠ, અડદ, વખાણ, લાડ, વેવલાં ઈ. નામ બહુ વચનમાંજ વપરાય છે.

૯૩. વિશેષનામ એકપણુંજ બતાવે છે, માટે તે એક વચનમાં છે. પણ કોઈ વખત માનની ખાતર તે જાણે બહુ વચનનું નામ હોય એમ વપરાય છે. જેમકે, છોટાલાલ આવ્યા, મહાસુખભાઈ બોલ્યા, ઈ૦

૯૪. વિશેષનામ સામાન્ય નામના અર્થમાં વપરાય, ત્યારે તેને સામાન્ય નામની પેઠે બહુ વચન લાગેછે. જેમકે, આ નિશાળમાં સાત મોતીલાલ હતા.

૯૫. તેમજ ઘણાં સામાન્ય નામ એક વચનમાં છતાં, માનની ખાતરે બહુ વચનમાં હોય એમ વપરાય છે. જેમ, અહીં તારા મેહેતાજી આવ્યા હતા, મહારાજ પધાર્યા, ઇ૦

## વિભક્તિ.

૯૬. જ્યારે કોઇ નામ બીજા શબ્દ સાથે ક્રિયા વગેરેનો સંબંધ બતાવે, ત્યારે તેના ઉપર જૂદા જૂદા પ્રત્યય આવી ને તેનાં જૂદાં જૂદાં રૂપ થાયછે. એ રૂપને તે નામની વિભક્તિ થઇ કહેછે. જેમ, હું ઘેરથી આવ્યો, તે છોકરાની પાટી ભાગી ગઇ.

૯૭. વિભક્તિઓ સાત છે. પેહેલી, બીજી, ત્રીજી, ચોથી, પાંચમી, છઠ્ઠી, અને સાતમી. આ શિવાય એક આઠમી વિભકિત છે, તેને સંબોધન કહેછે. એ વિભક્તિઓના પ્રત્યય નીચે પ્રમાણે છે.

| | | |
|---|---|---|
| પેહેલીનો | પ્રત્યય | નથી (મૂળ રૂપ રેહેછે). |
| બીજીનો | ,, | ને. |
| ત્રીજીનો | ,, | એ. |
| ચોથીનો | ,, | ને. |
| પાંચમીનો | ,, | થી. |
| છઠીનો | ,, | નો, ની, નું, ના, નાં, |
| સાતમીનો | ,, | માં. |
| સંબોધનનો | ,, | નથી. |

૯૮. બંને વચનમાં પ્રત્યય તેના તેજ રેહેછે. એક વચનમાં વિભક્તિ હોય ત્યારે નામના એક વચનને, અને બહુ વચનમાં વિભક્તિ હોય ત્યારે નામના બહુ વચનના રૂપને પ્રત્યય લાગે.

૯૯. કેટલાંક નામનું રૂપ વિભક્તિના પ્રત્યય લગાડતાં ફેરવવું પડેછે, એ ફેરફારને વિભક્તિકાર્ય કહેછે. જેમકે, છોકરો એની બીજી વિભક્તિ 'છોકરાને' થાયછે, એટલે ને

પ્રત્યય લગાડતાં છોકરો એનું છોકરા થયું; તે વિભક્તિકાર્યનું રૂપ કહેવાય.

૧૦૦. વિભક્તિના પ્રત્યયો લગાડતાં નીચેનાં નામને વિભક્તિ કાર્ય થાય છે.

(૧). ઓકારાંત નરજાતિ અને ઉંકારાંત નાન્યતર જાતિના નામને એક વચનમાં ઓ અને ઉંનો આ કરવો પડેછે. જેમ, છોકરો, છોકરાથી, છાપરૂં, છાપરાને.

(૨) ઓકારાંત નર, અને ઉંકારાંત નાન્યતર જાતિનાં નામો ને ઓ, ઉંનો આ કર્યા પછી, કે તેમને બિલકુલ કહાડી નાંખીને ત્રીજીનો પ્રત્યય લગાડાય છે. જેમ, છોકરો, છોકરાએ, અથવા છોકરે; ઈંડું, ઈંડાએ અથવા ઈંડે. ૪૦

કોઇ વખત આકારાંત શબ્દોનો આ કાઢી નાખીને ત્રીજીનો પ્રત્યય એ ઉમેરાય છે. જેમ કાકે, મામે, દાદે, ૪૦

(૩) અકારાંત શબ્દો ને, અ કહાડી નાખ્યા પછી, ત્રીજીનો પ્રત્યય એ લગાડાય છે; જેમ, માણસના માણસે થાય. માણસ એ નહી.

ઉપર જણાવેલાં નામ શિવાય બીજાંને કંઈ વિભક્તિ કાર્ય થતાં નથી. જેમ ધોથી, ધોએ, લાડુમાં, લાડુએ.

**૧૦૧. નામની વિભક્તિઓનાં રૂપ નીચે પ્રમાણે.**

(૧) ઓકારાંત નરજાતિ ઘોડો.

| | એકવચન. | બહુવચન. |
|---|---|---|
| પેહેલી. | ઘોડો. | ઘોડા, ઘોડાઓ. |
| બીજી. | ઘોડાને. | ઘોડાને, ઘોડાઓને. |
| ત્રીજી. | ઘોડાએ, ઘોડે. | ઘોડે, ઘોડાએ, ઘોડાઓએ. |
| ચોથી. | ઘોડાને. | ઘોડાને, ઘોડાઓને. |
| પાંચમી. | ઘોડાથી. | ઘોડાથી, ઘોડાઓથી. |
| છઠ્ઠી. | ઘોડાનો-ની-નું.-ના નાં‡ | ઘોડાનો-ની ૪૦. ઘોડાઓનો-ની ૪૦. |

‡આગળના શબ્દની જાતિ, વચન, પ્રમાણે નો, ની, નું, ના. કે નાં થાય છે. માટે એકલા નો નાં રૂપ આપ્યાં હોય, તો પણ અર્થ પ્રમાણે ની, નું, ના, કે નાં નાં રૂપ સમજવાં.

| | | |
|---|---|---|
| સાતમી. | ઘોડામાં. | ઘોડામાં, ઘોડાઓમાં. |
| સંબોધન. | ઘોડા. | ઘોડા, ઘોડાઓ. |

(૨) ઉકારાંત નાન્યતરજાતિ છાપરૂં.

| એકવચન. | બહુવચન. |
|---|---|
| પે૦. છાપરૂં. | છાપરાં, છપરાંઓ. |
| બી૦. છાપરાને. | છાપરાંને, છાપરાંઓને. |
| ત્રી૦. છાપરાએ, છાપરે. | છાપરાંએ, છાપરે, છાપરાંઓએ. |
| ચો૦. છાપરાને. | છાપરાંને, છાપરાંઓને. |
| પાં૦. છાપરાથી. | છાપરાંથી, છાપરાંઓથી. |
| છ૦. છાપરાનો-ની-નું. | છાપરાંનો-ની-નું. છાપરાંઓનો-ની-નું |
| સા૦. છાપરામાં. | છાપરાંમાં, છાપરાંઓમાં. |
| સં૦. છાપરા. | છાપરાં, છાપરાંઓ. |

ઉકારાંત નાન્યતર જાતિ લીંબુ.

| એકવચન. | બહુવચન. |
|---|---|
| પે૦. લીંબુ. | લીંબુઓ.* |
| બી૦. લીંબુને. | લીંબુઓને. |
| ત્રી૦. લીંબુએ. | લીંબુઓએ. |
| ચો૦. લીંબુને. | લીંબુઓને. |
| પાં૦. લીંબુથી. | લીંબુઓથી. |
| છ૦. લીંબુનો. | લીંબુઓનો. |
| સા૦. લીંબુમાં. | લીંબુઓમાં. |
| સં૦. લીંબુ. | લીંબુઓ. |

જેમને વિભક્તિ કાર્ય થતું નથી એવા કોઈ પણ અંત્યસ્વર વાળા નામને વિભક્તિનાં રૂપ લીંબુની પેઠેજ અપાય છે.

આ વ્યાકરણમાં વિભક્તિનો વિશેષ આધાર રૂપ ઉપર રાખ્યો છે, પણ કેટલાક વૈયાકરણો અર્થ ઉપર વિશેષ આ-

---

*એકવચનનાં જેવાં બહુવચનમાં રૂપ થાય છે, તે અહીં ને હવે પછી આપ્યાં નથી.

ધાર રાખેછે. આ અને બીજાં કારણથી વિભક્તિ વિષે કંઈ વિશેષ ખુલાસો નીચે આપ્યો છે.

જેમ પેહેલી વિભક્તિ પ્રત્યય રહિત હોયછે, તેમ કોઈ-વાર બીજી વિભક્તિઓના પ્રત્યયનો લોપ થઈને નામનું મૂળ રૂપ વપરાય છે.

છોકરા સારૂ પાટી લાવો.
લખ્યું વિધાતા વ્યર્થ ન હોય. કાવ્યદોહન.
દર્શન પામું શ્રીનરહરી. કાવ્યદોહન.
માનવી મૂર્ખમન વ્યર્થ શોચે. ,,

આમાં છોકરો ચોથી, વિધાતા ત્રીજી, નરહરી છઠ્ઠી, અને મન સાતમી વિભક્તિમાં છે.

૧૦૨. બીજી વિભક્તિનો પ્રત્યય 'ને' છે, પણ તેજ પ્રત્યય ચોથીમાં આવેછે. માટે ને પ્રત્યય વાળા નામની પછી માટે, કાજે, વાસ્તે, અર્થે, સારૂ, વગેરે અવ્યયો હોય નહીં, અથવા મુકી શકાયજ નહીં, તેને બીજી વિભક્તિ લાગીછે એમ સમ-જવું. તેણે ગાયને લાકડી મારી. એમાં ગાયને સારૂ એમ કહે-વાશે નહીં, માટે એ બીજી વિભક્તિછે.

બીજી વિભકિત વિશેષે કરીને કર્મને અર્થે વપરાયછે, માટે કેટલાક પેહેલી વિભકિત કર્મ અર્થે હોય તો તેને પણ બીજી ગણવાને કહેછે. જેમ તેણે વાઘ માર્યો. અહીં વાઘ કર્મછે તથાપિ પેહેલીનું રૂપછે, માટે તેને બીજી નહિ પણ પેહેલીજ ગણવી.

૧૦૩. ત્રીજી વિભક્તિનો પ્રત્યય 'એ'છે. પણ કોઇ વખત નામની અંદર એ 'પણ' ના અર્થનો ભળી જાયછે. જેમ, હું ગયો હતો ને મનસુખે ત્યાં આવ્યો હતો. મનસુખે એટલે મન. સુખ પણ. અહીં એને કહાડી નાખ્યા પછી જે વિભક્તિ રહે તે તેને લગાડવી. ઘણા લખનારા પણના અર્થના એ ને છુટો લખેછે (ને જ્યાં બને ત્યાં તેમ કરવું સારૂં છે), પણ કોઈ વાર કવિતામાં ને બીજે પ્રસંગે શબ્દમાં તે મળેલો જણાય છે. જેમ, ટળે પાપ તાપે મળે જેથી મુક્તિ ( પાંચમી ચોપડી). એમાં

તાપે=તાપ પણ. તાપ પેહેલી વિભક્તિમાં છે. એનું પદચ્છેદ છુટું કરવું.

ઘરની ત્રીજી વિભક્તિમાં ર ઉપરની માત્રા ઘ ઉપર જઇને ઘેર થાય છે; પણ કાઠિયાવાડમાં તો 'ઘરે' એવુંજ રૂપ વપરાય છે.

વાક્યમાં ત્રીજી વિભક્તિ જ્યાં સ્થળ બતાવે છે, ત્યાં કોઈ સાતમી વિભક્તિ કહેછે, કેમકે સ્થળ બતાવવામાં મુખ્યત્વેસાતમી વપરાય છે; તથાપિ પ્રત્યય ઉપર આધાર રાખીને તેને ત્રીજી વિભક્તિ ગણી છે. જેમ, ચોરે ગયો, માથે વાગ્યું છે.

૧૦૪. ચોથી વિભક્તિ પછી હમેશાં વાસ્તે, કાજે, અથ, માટે, સારૂ, લીધે, એમાંના કોઇ અવ્યય હોવાજ જોઈએ; પછી તે પ્રત્યક્ષ હોય કે અધ્યાહાર હોય.

કોઈ ક્રિયાપદને બે કર્મ હોય, ત્યારે ને પ્રત્યય વાળા કર્મને કેટલાક ચોથીમાં ગણેછે. રાજાએ બ્રાહ્મણને દાન આપ્યું. સંસ્કૃતમાં આવે ઠેકાણે 'બ્રાહ્મણને' ચોથી વિભક્તિ લાગેછે.

૧૦૫. થી પ્રત્યયથીજ પાંચમી વિભક્તિ સમજવી. કોઈ વાર વતે, વડે, થકી, એ અવ્યયો થીનો અર્થ બતાવે છે. જેમ, મનસુખથી કામ થયું એટલે મનસુખ-વતે-વડે કામ થયું. વડે, વતે, થકી, બરાબર પાંચમી વિભકિતની ગરજ સારેછે. તેમને અવ્યયમાં લેવા.

૧૦૬. છઠ્ઠી વિભક્તિ સંબંધ બતાવે છે, તેથી વિશેષણના જેવું તેનું રૂપ થાય છે. અને તે માટેજ આગળના નામની જાતિ વચન પ્રમાણે તેના પ્રત્યય નો,ની,નું,ના,નાં, થાયછે.

આગલા નામના અંત્યાક્ષરમાં ત્રીજીનો એ પ્રત્યય જ્યારે ભળેલો હોયછે, ત્યારે છઠ્ઠીનો નો પ્રત્યય બદલાઇને ને થઈ જાય છે; જેમ સોનીને છોકરે (સોનીના છોકરાએ). એવે ઠેકાણે છઠ્ઠી વિભક્તિ કરવી.

કોઇવાર આગલા નામને છેડે એ ન છતાં પણ છઠ્ઠીમાં ને વાપરવાની રૂઢીછે. જેમ, તેને ઘેર, મારાભાઈને ગામ વરસાદ પડ્યો.

કવિતામાં તણો-ણી-ણું-ણા-ણાં, કેરો-રી-રૂં-રા-રાં, એવા છઠ્ઠીના પ્રત્યય થાયછે. જેમ,

રૂપ બેઉનાં રામા તણાં, } (૭ મી ચો.)
સંદેહ ભાગ્યો મનડા તણો, }
આંધા કેરી લાકડી } ( કાવ્યદોહન ભાગ. ૧)

૧૦૭. સાતમી વિભક્તિ'માં'પ્રત્યયથી જણાયછે. કવિતામાં કોઈ વખત એ અર્થે મોઝાર પણ વપરાય છે. જેમ, મનુષ્ય કો નહીં વનમોઝાર. (કાવ્યદોહન.)

૧૦૮. સંબોધનઃ-ઓકારાંત નરજાતિ, અને ઉંકારાંત નાન્યતરજાતિમાંજ સંબોધન પેહેલી વિભક્તિથી જૂદું પડેછે. એટલે એવા શબ્દોમાં સંબોધન વખત વિભક્તિકાર્ય થાય છે. બીજા શબ્દ પેહેલી વિભક્તિની માફક જેમના તેમજ રેહે છે.

૧૦૯. વિભક્તિઓ ઓળખવાનો સાધારણ નિયમ આ કે, શબ્દને જે વિભક્તિનો પ્રત્યય લાગ્યો હોય તે વિભક્તિ કહેવી; પછી તે જે અર્થમાં હોય તે અર્થ બતાવવો.

૧૧૦. ગુજરાતીમાં શબ્દને કોઈવાર એક કરતાં વધારે વિભક્તિના પ્રત્યય લાગેછે; અને તે પ્રસંગે દરેક વિભક્તિના અર્થ નો તેમાં ભાસ થાય છે. કોઇવાર વચેની કોઇ વિભક્તિ નકામી પણ જણાય છે. જેમ બહારનાંને, ચારેમાંથી, ઘરમાંનાએ. પણ ચોરનાથી એમાં નાનો અર્થ નથી. કાશીએથી આવ્યો ને કાશીથી આવ્યો એ એકજ; પણ કાશીથી કલકત્તા મોટું છે, અહીં કાશીએથી એમ ન કહેવાય. ઘર શબ્દને વિયોગ અર્થે એકલી પાંચમી નહીં, પણ ત્રીજી સાથે પાંચમી લાગે. જેમ ઘેરથી ગયો.

## વિશેષણ.

૧૧૧. વિશેષણ તેજ કે જે નામનો ગુણ અથવા સંખ્યા બતાવે છે. ગુણ બતાવે તે ગુણ વિશેષણ, અને સંખ્યા બતાવે તે સંખ્યા વિશેષણ. જેમ ભલો માણસ, મોટી ચોપડી.

એમાં ભલો ને મોટી એ ગુણ વિશેષણ; અને દશ માણસ, બીજો છોકરો, એમાં દશ અને બીજો એ સંખ્યા વિશેષણ છે.

૧૧૨. વિશેષણ જે નામનો ગુણ બતાવેછે, તે નામ તેનું વિશેષ્ય કહેવાયછે. જેમ, કાળું પાટીઉં, એમાં કાળું એ વિશેષણ ને પાટીઉં એ વિશેષ્ય છે.

૧૧૩. નામની પેઠે વિશેષણને પણ જાતિ વચન ને વિભક્તિ લાગેછે. વિશેષ્યની જાતિ વચન ને વિભક્તિ તેજ વિશેષણની જાતિ વચન ને વિભક્તિ ગણાય છે.

૧૧૪. વિશેષણના રૂપ ઊપરથી તેના બે પ્રકાર થાયછે. ૧, જેમાં જાતિ વચનને વાસ્તે ફેરફાર થાયછે તે. ૨ જે જાતિવચનથી ન ફરતાં બધે ઠેકાણે એકજ રૂપે રહેછે તે. જેમ, ધોળો એ પેહેલા પ્રકારનું વિશેષણ છે; કેમકે, તેનાં ધોળી ધોળું ધોળાં એવા રૂપ થાય છે. પણ લાલ એમાં કંઈ ફેરફાર થતો નથી, માટે તે બીજા પ્રકારનું છે.

૧૧૫. પેહેલા પ્રકારના વિશેષણમાં જાતિ પ્રમાણે ઓ, ઈ, ને ઉં થાયછે; અને વચન પ્રમાણે ઓનો આ ને ઉંનો આં થાયછે. વિશેષણ એકલું વપરાએલું હોય, તો બહુવચનમાં આઓ અથવા આંઓ પણ કોઈવાર થાય. જેમ રાતો-રાતી-રાતું; રાતા, રાતાં. કોઈ વાર મોટાઓ કે મોટાંઓ બોલાય છે.

૧૧૬. બીજા પ્રકારનાં વિશેષણ.

અ—બધાં અકારાંત વિશેષણ, જેમ લાલ, સફેત, મહાન, અભણ, અડીએલ.

આ.—ઇ જાતિ દર્શક ન હોય, એવાં ઇકારાંત વિશેષણ. જેમ, સોનેરી, ઉદ્યોગી, ઢોંગી, સ્વાર્થી, ઈ.

ઇ.—ઉ જાતિ દર્શક ન હોય એવાં ઉકારાંત વિશેષણ. જેમ, મેહેનતુ, આળસુ, પરગજુ, ઈ.

૧૧૭. બીજા પ્રકારનાં વિશેષણની જાતિ, વચન, તેમના પો-

તાના ઊપરથી માલમ પડે નહીં, માટે તેમના વિશેષ્ય ઉપરથી તેમની જાતિ વચન નકી થાયછે.

૧૧૮. જ્યારે વિશેષ્ય સાથે હોય, ત્યારે વિશેષણને વિભક્તિના પ્રત્યય લાગતા નથી. પરંતુ, વિશેષ્યને વિભક્તિ લાગ્યાથી પેહેલા પ્રકારનાં વિશેષણ ફરેછે, (કલમ ૧૨૦) તે નીચે પ્રમાણે-

અ. ઓકારાંતને ઉકારાંતના એકવચનમાં ઓનો આ થાયછે. જેમ, ધોળા ઘોડાને, ધોળા ઘોડાએ, ઉંચા છાપરાથી, ઉંચા છાપરાનું.

આ. બહુવચનમાં ઓ નો આ અને ઉનો આં થાય છે. જેમ, ધોળા ઘોડાઓથી, ઉંચાં છાપરાંમાં.

ઈ. જ્યારે ત્રીજી વિભક્તિનો પ્રત્યય વિશેષ્યમાં ભળી જાય છે, ત્યારે ઓકારાંત, ઉંકારાંત વિશેષણોને છેડે પણ ઓ ને ઉં બદલાઇને એ થઈ જાયછે. જેમ, ધોળે ઘોડે, ઉંચે છાપરે. (પણ ધોળા ઘોડાએ, ઉંચા છાપરાએ.)

૧૧૯. જ્યારે વિશેષણ વિશેષ્ય વગર એકલું વપરાય, ત્યારે તેને નામની માફક વિભક્તિના પ્રત્યય લાગે છે. જેમ, સારાની સોબત કરવી. ભલાથી, મોટાએ, ઈ.

૧૨૦. કેટલાંક વિશેષણ પછી વિશેષ્યની જરૂરજ રેહેતી નથી. આવાં વિશેષણને નામ પ્રમાણે ગણીને તેમને વિભક્તિઓ લગાડવામાં આવે છે. જેમકે, આંધળાને ખાવાનું આપવું. વિદ્વાનોની મંડળીમાં બેસવું.

## સંખ્યા વિશેષણ.

૧૨૧. સંખ્યા વિશેષણના ત્રણ પ્રકાર થાય. ૧ સંખ્યાવાચક ૨ સંખ્યાનુક્રમ વાચક, અને ૩ સંખ્યાવૃત્તિ વાચક.

૧૨૨. સંખ્યાવાચક. એક, બે, ત્રણ, ચાર, પા અડધો ઇ. બધી સંખ્યાઓ સંખ્યાવાચક કહેવાય છે. અડધો ને પોણો એ શિવાયની સંખ્યાઓ બીજા પ્રકારના વિશેષણ જેવી છે. એટલે તેમાં જાતિ વચન વડે કંઈ ફેરફાર થતો નથી.

સંખ્યાવાચક વડે વસ્તુઓનો જે આંકડો જણાય, તે બધી વિષે કંઇ કહેવું હોય, તો તેના છેલા અક્ષરમાં એ ઉમેરાય છે. જેમ, ત્યાં ચાળીશ માણસો હતાં. તે ચાળીશે મરી ગયાં, ચાળીશેનું આવી બન્યું, તે ચાળીશેમાં એકજ રોગ પેદા થયો. તેને ચાર છોકરા છે, તે ચારેમાં નઠારા ગુણ છે. બેના બેએ, બંને, બેઊએ થાય. બાકીની સંખ્યામાં એ માત્ર વધેછે.

૧૨૩. જ્યારે સંખ્યાવાચક વિશેષણ વિશેષ્ય વગર એકલાં વપરાય છે, ત્યારે તેઓ સંખ્યાવાચક નામ જેવાં ગણાય છે. અને તેથી નામ પ્રમાણે તેમને બધી વિભક્તિઓ લાગે છે. બે, બેથી, ચાર, ચારમાં. પા, અડધો, પોણો, એક સવા અને દોઢ એ એક વચનમાં વપરાયછે. પોણાબે અને તે પછીની સંખ્યાઓમાં બહુપણાનો અર્થ હોયછે.

સો, હજાર ઇ. ને એકસો, એક હજાર, એમ લગાડાય છે. તથાપિ તેઓ બહુવચનમાંજ છે.

૧૨૪. કેટલીકવાર એક કરતાં વધારે સંખ્યા બતાવનાર છતાં તેનું એક નામ પાડી, નામ પ્રમાણે તેને એકવચન કે બહુવચન લગાડાય છે. જેમ એક દશકો, બે દશકા. વિશેષ્ય સાથે હોય ત્યારે તો બહુવચન વિશેષ્ય ઉપરથી જણાઇ આવેછે. જેમ બેલું પુણીઓ, છકડું કેરીઓ, ઇ.

૧૨૫. કોઈ પણ હારમાં અમુક વસ્તુ કેટલામીછે, એવું સંખ્યાના જે રૂપથી માલમ પડેછે, તેને અનુક્રમવાચક સંખ્યા કહે છે. જેમકે, પહેલો, બીજો, ત્રીજો, ચોથો, છઠ્ઠો, દશમો, વીશમો ઇ.

એક, બે, ત્રણ, ચાર, અને છ એ સંખ્યાઓ શિવાય બાકીની સંખ્યાઓને છેડે મો (નરજાતિ), મી (નારીજતિ), અને મું(નાન્યતર) ઉમેરવાથી અનુક્રમવાચક સંખ્યા બનેછે. પાંચમો પાંચમી, પાંચમું, દશમો-મી-મું, એકસો બારમો, ચારહજાર બસેપચીસમો.

સંખ્યાને છેડે બે, ત્રણ, ચાર, અને છ, એ શબ્દો આવે તો છેવટે બીજો, ત્રીજો, ચોથો, છઠ્ઠો, અનુક્રમે થાય. કોઇ કોઇ

વખત ત્રણ, ચાર, અને છને મો પણ લાગેછે. જેમકે, એકસો ત્રણમો અ. ત્રીજો. પાંચસે ને ચારમો અથવા ચોથો. નવસે છમો. અ. છઠ્ઠો ૪૦

પેહેલા પ્રકારના વિશેષણના જેવાં સંખ્યાનુક્રમવાચકનાં રૂપ થાય છે.

કોઈ મરી ગએલા માણસના નવથી પંદર દિવસનાં કાર્ય બતાવવાને નવમું, દશમું, એમ પંદરમા સુધી એકલા વપરાયછે. આ ઠેકાણે તેઓ વિશેષણ નહીં પણ નામ છે, અને તેથી તેમનાં ઉકારાંત નાન્યતર જાતિના જેવાંજ વિભક્તિ તથા બહુવચનનાં રૂપ થાય છે. જેમ, તેણે બહુ તેરમાં ખાધાં.

૧૨૬. આવૃત્તિવાચકસંખ્યા-અમુકસંખ્યા કેટલી વખત છે, એવું જે રૂપ બતાવે છે, તે આવૃત્તિવાચક સંખ્યાછે. જેમકે, એકવડું અથવા એકગણું. બેવડું, બેગણું, બમણું; તેવડું, ત્રમણું, ત્રગણું, અ. ત્રણગણું; ચોવડું, ચોગણું, ચોમણું, કે ચારગણું.

પાંચ અને તે પછીની સંખ્યાઓને છેડે 'ગણું' ઉમેરવાથી તેમનાં આવૃત્તિવાચક રૂપ થાય છે. જેમકે, પંદરગણું, પચીસગણું, બસેપાંચગણું, પાંચ હજારત્રણસે બેગણું, ૪૦. પેહેલા પ્રકારના વિશેષણ જેવાં એમના રૂપ થાય છે.

## સર્વનામ.

૧૨૭. જે શબ્દ નામને ઠેકાણે વપરાય છે, તેને સર્વનામ કહે છે. જેમ, છોકરો આવ્યો ખરો, પણ તેણે લખ્યું નહીં. અહીં તેણે એ છોકરાને ઠેકાણે મુકાયું છે.

સર્વનામના શબ્દોની સંખ્યા નિયમિત છે. ખરૂં જોઈએ તો એ નામના પેટાનોજ ભાગ છે. સર્વનામ ન વાપરીએ તો તેની જગાએ કોઈ નામ વાપરવું પડે. પણ એકનું એક નામ વારેવારે આવવાથી ભાષા શોભતી નથી, અને કેટલીક વાર અર્થ પણ ગુંચવણ ભરેલો થઈ જાયછે. જેમ, "મેહેતાજી હા ત્યાં સુધી મનસુખે ચોપડી વાંચી, પણ તેમના ગયા પછી તણે તે બંધ કરી, ને તે ભમવા લાગ્યા." અહીં તેમના, તેણે, તેને અને બીજા તે, એ અનુક્રમે મેહેતાજી, મનસુખ, ચોપડી, અને,

મનસુખને ઠેકાણે વાપરયાં છે. સર્વ નામને બદલે નામને દાખલ કરીએ,તો"મેહેતાજી હતા ત્યાં સુધી મનસુખે ચોપડી વાંચી, પણ મેહેતાજીના ગયા પછી મનસુખે ચોપડી બંધ કરી, ને મનસુખ ભમવા લાગ્યો." એમ થાય; પણ, 'મનસુખે કહ્યું કે હું વાંચીશ,' અહીં મનસુખે કહ્યું કે મનસુખ વાંચશે, એમ લખીએ તો અર્થ સમજતાં ગુંચવણ પડેછે. કેમકે જે વાંચશે તે એજ પોતે મનસુખ કે કોઇ બીજો મનસુખ તે બરાબર સમજાય નહીં.

૧૨૮. સર્વનામના પાંચ પ્રકાર છે. ૧ પુરૂષ સર્વનામ, ૨ દર્શક સર્વનામ, ૩ પ્રશ્નાર્થક સર્વનામ, ૪ સંબંધી સર્વનામ, અને ૫ સામાન્ય અથવા અનિશ્ચિત સર્વનામ.

૧૨૯. સર્વનામને પણ નામની પેઠે જાતિ, વચન, ને વિભક્તિ લાગે છે. જેમ, તેણે, તેણીએ, તું, તમે, મારાથી, અમારાથી. ઇ.

## પુરૂષ સર્વનામ.

૧૩૦. પુરૂષ ત્રણ છે. પેહેલો, બીજો, અને ત્રીજો. બોલનારો તે પેહેલો પુરૂષ-હું. જેની આગળ બોલે છે તે બીજો પુરૂષ-તું. જે અન્ય પ્રાણી અથવા પદાર્થ વિષે તે બોલે છે તે ત્રીજો પુરૂષ-તે.

પુરૂષ સર્વનામનાં રૂપ ત્રણે જાતિમાં બહુધા એક સરખાંજ રેહેછે. વાક્યના અર્થ ઉપરથી અથવા તે જેને ઠેકાણે વપરાયું હોય, તે નામ ઉપરથી એની જાતિ નક્કી થાયછે. કેટલીક વખત તો જાતિ નક્કી થઇ શકતીજ નથી, ત્યારે તેની સામાન્ય જાતિ કેહેવી પડેછે. જેમકે, તે કામ કરેછે, આમાં તે ત્રણે જાતિમાં ગણી શકાય, માટે તેની સામાન્ય જાતિ કહેવાય છે. પણ એમ હોય, કે મારા ભાઇ ઘરમાં છે, પણ તે કામમાં છે. અહીં તેની નરજાતિ ગણાય, કેમકે તે ભાઇને ઠેકાણે છે. ત્રીજા પુરૂષમાં ફક્ત કોઇવાર નારીજાતિ જુદી જણાવવાને તેને બદલે તેણી વાપરે છે. તેણીએ કર્યું. એટલે કોઇ નારીજાતિએ કર્યું.

૧૩૧ પુરૂષ સર્વ નામની વિભક્તિઓ‡નાં રૂપ નીચે પ્ર.

‡ સર્વ નામોને સંબોધન થતું નથી.

## પેહેલો પુરૂષ (હું).

| એકવચન. | બહુવચન. |
| --- | --- |
| ૧. હું. | અમે, અમો, આપણ, આપણે. |
| ૨ મને, મુજને, મારે, હુને, મુને. | અમને, અમોને, અમારે, આપણને. |
| ૩. મેં, મારે. | અમે, અમોએ. અમારે, આપણે. |
| ૪. મારે. | અમારે, આપણે. |
| ૫. મારાથી, મુજથી, મજથી, હુંથી. | અમારાથી, અમોથી, અમથી, આપણથી, આપણાથી. |
| ૬. મારો-રી રૂં-રા-રાં, મુજ. | અમારો-રી-રૂં-રા-રાં, આપણો,-ણી ૪. |
| ૭. મારામાં, મુજમાં, મજમાં. | અમારામાં, અમમાં, અમોમાં, આપણામાં. |

૧૩૨ બોલનાર બહુ જણ હોય, એટલે એક બોલનાર પોતાની સાથેના બીજાઓને પણ શામેલ કરીને બોલે છે, ત્યારે બહુવચનનું રૂપ અમે અથવા અમો વપરાય છે; પણ બોલનાર એકલો, અથવા પોતાની સાથેના બીજાઓની સાથે, જેને કહે છે તેને પણ અંદર દાખલ કરે, તો આપણ અથવા આપણેનું રૂપ વપરાય છે. એમાં જેને સામેલ કરેછે તે એક હોય કે વધારે. એ આપણ અથવા આપણે કોઇવાર અમે ને ઠેકાણે વપરાય છે. જેમ તમારે જવું હોય તો જાઓ, આપણ (અમે અથવા હું)તો આવનાર નથી.

૧૩૩ એક જણ બોલનાર હોય, તોપણ મોટાઈ દેખાડવાને કોઇ કોઈ પોતાને બહુવચનમાં બોલી અમે વાપરે છે.

## બીજો પુરૂષ (તું).

| એકવચન. | બહુવચન. |
| --- | --- |
| ૧. તું. | તમે, તમો, આપ. |

૨. તને,તુને,તુજને, તજને, , તમને, તમોને, તમારે.
તારે. આપને.
૩. તેં, તારે. તમે, તમોએ, તમારે, આપે.
૪. તારે. તમારે, આપને.
૫. તારાથી, તુથી, તુજથી, તમારાથી, તમથી, તમોથી
તજથી. આપથી.
૬. તારો-રી-રૂં-રા-રાં.તુજ. તમારો-રી-રૂં-રા-રાં. આપનો.
૭. તારામાં,તુંમાં,તુજમાં તમારામાં, તમમાં, તજમાં,
તજમાં. આપમાં.

૧૩૪ તમે તમો એ બહુવચન બતાવે છે, તથાપિ માન અર્થે એક જણને લગાડતાં પણ આપણે એ રૂપ વાપરીએ છીએ. તું બહુ હલકાને-નાનાને-લગાડાય, પરંતુ બહુ પ્યાર જે ઉપર છે તેને પણ એકવચનજ શોભે છે. જેમ, માને, સ્ત્રીને, પરમેશ્વરને તું કહેવાય છે. આપ એ વિશેષ માન બતાવનાર શબ્દ છે. ઉપરીને અથવા મોટા માણસને બીજા પુરૂષમાં કહેતાં આપ લગાડાય છે.

૧૩૫. મુજ, તુજ, અને તેથી થતાં રૂપ, તેમ મુને, તુને, એ કવિતામાં વપરાયછે. જેમ, 'વળી લખાવો તે મુજ મિત્ર.' નર્મપદ્ય. (મુજ એટલે મારા). 'સોંપું તોરી તુજને (તને).' મુને (મને) કલંક બેસાર્યાં કોય. (સદેવંત સાવળિંગા.)

૧૩૬. મજ તજનાં રૂપ સાધારણ ઘરખુણીઆં વાક્યોમાં વપરાયછે. જેમ, આ કામ મજથી થવાનું નથી. તજમાં તારા પણ હોય તો એને છોડે નહીં.

૧૩૭. આર્ય વર્ગની ભાષાઓમાં હું બદલાઇને બીજી વિભક્તિથી મકાર શરૂ થાયછે. પણ કાઠિયાવાડમાં હુંને, હુંથી એવાંજ રૂપ ચાલેછે. તેમ બીજા પુરૂષમાં તુંને,તુંમાં, એમબોલેછે.
પેહેલા બીજા પુરૂષમાં બીજી, ત્રીજી, ચોથી ને કોઇવાર

છઠીનાં રૂપ મારે. અમારે, તારે, તમારે, થાયછે. તે જ્યાં વપરાય ત્યાં કોઈ બીજું નામ મુકી જોવાથી તેઓ કયી વિભક્તિમાંછે તે માલમ પડશે. જેમ, મારે બે છોકરા છે, લલુને બે છોકરા છે (બીજી); મારે જવું. લલુએ જવું (ત્રીજી) મારે માટે, લલુને માટે (ચોથી) મારે ઘેર, લલુને ઘેર (છઠી. કલમ ૧૭૦)

## ત્રીજો પુરૂષ (તે.)

| એકવચન. | બહુવચન. |
|---|---|
| ૧. તે. | તે, તેઓ. |
| ૨. તેને. | તેમને, તેઓને. |
| ૩. તેણે. | તેમણે, તેઓએ. |
| ૪. તેને. | તેમને, તેઓને. |
| ૫. તેથી, તેનાથી. | તેમનાથી, તેઓથી, તેઓનાથી. |
| ૬. તેનો-ની, ઇ. | તેમનો-ની-ઈ. તેઓનો-ની,ઇ. |
| ૭. તેમાં, તેનામાં. | તેમનામાં,તેઓ-તેઓના-માં. |

૧૩૮. કોઈ સર્વનામ અથવા નામ વિષે વધારે નકીપણે કહેવું હોય, અથવા તેના ઊપર ભાર મૂકીને બોલવું હોય, તો તેની સાથે પોતે* શબ્દ મૂકવામાં આવેછે. જેમ, હું પોતે, મને પોતાને, રાજા પોતે, ઇ.

૧૩૯ પોતેનાં બંને વચનમાં સરખાંજ રૂપ થાયછે.

| | |
|---|---|
| પે૦. | પોતે. |
| બી૦. | પોતાને. |
| ત્રી૦. | પોતે, પોતાએ. |
| ચો૦. | પોતાને. |
| પાં૦. | પોતાથી. |
| છ૦. | પોતાનો-ની-નું-ના-નાં. |
| સા૦. | પોતામાં. |

*પોતેને ઠેકાણે પંડે, જાતે, એવાં નામ પણ વપરાયછે.

૧૪૦. તે ને ઠેકાણે કોઇ વખત પોતે એકલું પણ આવેછે. જેમ, પોતે તો બેશી રહે છે, અને બીજાને કામ આપેછે. બહુમાન તરફ ત્રીજા પુરૂષમાં માન દેઇને બોલાવતાં પોતે વાપરે છે. જેમ, પોતે કયારના આવ્યા છે ?

૧૪૧. બહુવચનમાં પ્રથક પ્રથક કહેવું હોય, તો પોત પોતે વપરાય છે. જેમ, અમે પોત પોતાને ઘેર ગયા. એટલે દરેક માણસ તેને ઘેર ગયો. પોતે અને પોત પોતે ત્રણે પુરૂષ અને નામ સાથે વપરાય છે. હું પોતે કરીશ; તે પોતે જશે; મનસુખે પોતે લખ્યું છે; છોકરાઓએ પોત પોતાનું સંભાળી લીધું. જે પુરૂષ સર્વનામ સાથે તે મળ્યું હોય તે પુરૂષ તેને લગાડવો. એકલું વપરાય તો તે સામાન્ય પુરૂષમાં છે. જેમ, પોતાનું કામ પોતેજ કરવું.

પોતેના અર્થમાં કવિતાની અંદર નિજ વપરાય છે. "ઉદ્ધ બિંદુ બાંધ્યો નિજ (પોતાનો) દેહ" કાવ્યદોહન. "નિજનો (પોતાનો) ખુની બને." સાતમી ચો.

## દર્શક સર્વનામ.

૧૪૨ આ, એ, પેલો, ઓલ્યો, એ દર્શક સર્વનામ કહેવાયછે. કેમકે, તેઓ કોઈ વસ્તુને દેખાડતાં હોય, એવો આપણા મનમાં ભાસ થાય છે.

૧૪૩ બહુ પાસેના પદાર્થને વાસ્તે આ, એ, વપરાય છે, અને તેથી દુરનાને વાસ્તે પેલો, ઓલ્યો, વપરાય છે. આ અને એમાં પણ આ વધારે પાસેની, અને એ તેથી દુરની વસ્તુ બતાવે છે. એની જગાએ ત્રીજા પુરૂષનું સર્વનામ 'તે' પણ વપરાય છે.

૧૪૪ આ, એ, તે, એ ત્રણે જાતિમાં સરખાં રહેછે. પેલો, ઓલ્યો, એમને જાતિદર્શક પ્રત્યય લાગે છે.

## આ નાં વિભક્તિ રૂપ.

| | એકવચન. | બહુવચન. |
|---|---|---|
| પે૦. | આ. | આ. |
| બી૦. | આને. | આમને. |
| ત્રી૦. | આણે. | આમણે. |
| ચો૦. | આને. | આમને. |
| પાં૦. | આથી. | આમનાથી. |
| છ૦. | આનો-ની-નું-ના-નાં. | આમનો-ની-ઈ૦ |
| સા૦. | આમાં. | આમનામાં. |

## એ નાં રૂપ.

| | એકવચન. | બહુવચન. |
|---|---|---|
| પે૦. | એ. | એ, એઓ. |
| બી૦. | એને. | એઓને, એમને. |
| ત્રી૦. | એણે. | એઓએ, એમણે. |
| ચો૦. | એને. | એઓને, એમને. |
| પાં૦. | એથી, એનાથી. | એઓથી, એમનાથી. |
| છ૦. | એનો-ની-નું-ઇ. | એઓનો, એમનો, ની, નું, ઇ. |
| સા૦. | એમાં, એનામાં. | એઓમાં, એમનામાં. |

ટીકાઃ—આ અને એનાં બહુવચનમાં આઉ અને એઉ એવાં પણ રૂપ કંઈ કંઈ ચાલે છે. જેમ, આઉનાથી શું જોર થાય. એઉ કાલે આવ્યા હતા.

"તે"નાં રૂપ પ્રથમ આપ્યાં છે. પેલો, ઓલ્યો, એમનાં જે જાતિમાં રૂપ કરવાં હોય તે જાતિના નામ પ્રમાણે થાયછે.

૧૪૫ દર્શક સર્વનામ જે વસ્તુને બતાવતાં હોય, તે વસ્તુનું નામ તેમની સાથે હોય તો તેમને વિશેષણ ગણવાં. જેકે, આ ચોપડી, એ લખણ, પેલો છોકરો, ઓલ્યો માણસ. એમાં આ, એ, પેલો, ઓલ્યો વિશેષણ છે. ઓલ્યો કાઠી-

આવાડમાં વપરાય છે.

૧૪૬. આ, એ, અને તે, એ દર્શક સર્વનામ ઉપરથી આવા, એવા, તેવા એ રીતિ બતાવનાર; આવડો, એવડો, તેવડો, એ મહત્વ બતાવનાર; અને આટલો, એટલો, તેટલો; એ પરિમાણ બતાવનાર રૂપ થાયછે. તેઓ સર્વનામ કરતાં વિશેષણ રૂપે બહુ વપરાય છે.

**પ્રશ્નાર્થક સર્વનામ.**

૧૪૭. કોણ, કયો, શું, એ પ્રશ્નાર્થક સર્વનામ કહેવાય છે. કેમકે તેઓ પ્રશ્ન પુછવાના કામમાં આવેછે.

૧૪૮. કોણ એ ત્રણે જાતિમાં એકજ રૂપે રહેછે. કયો અને શું એમને જાતિદર્શક પ્રત્યય લાગેછે, એટલે તેમનાં, કયો, કયી (કઇ), કયું, શો, શી, શું, એવાં રૂપ થાય છે.

૧૪૯. કોઈ વાત વિષે બિલકુલ અજાણ હોઇએ, ત્યારે તેની પ્રથમ ખબર મેળવવાના સવાલમાં કોણ અને શું વપ-રાય છે. કોણ એ પ્રાણી અને વિશેષે કરીને માણસ જાતને વાસ્તે, અને શું એ નિર્જીવ વસ્તુઓને વાસ્તે વપરાયછે. કોણ અને શુંના સવાલથી જેટલી ખબર મળે તેના કરતાં વધારે ખબર મેળવવાના, અથવા કોઈ મુકરર વર્ગમાંથી કોઇનું જ્ઞાન થવાના સવાલમાં, તેની જાતિ પ્રમાણે કયો, કયી, કયું વપ-રાયછે. તે પ્રાણી અને પદાર્થ બંનેને લાગેછે. જેમકે;

કોણ છે? માણસ. કયો? કાલે આવ્યો હતો તે.

શું વેચ્યું? ઘર. કયું? લલુભાઈ રહેતા હતા તે.

ટેબલ ઉપર દશ ચોપડીઓ હતી, તેમાંથી તેં કયી લીધી? લીલા પુઠાની ચિત્ર વાળી. ૯૦

**૧૫૦. કોણનાં રૂપ એકવચન અને બહુવચનમાં સરખાં-જ થાય છે.**

**પ્ર૦. કોણ.**

બી૦. કોને, કેને, કોણને.

ત્રી૦. કોણે, કેણે.

ચો૦. કોને, કેને, કોણને.

પાં૦. કોનાથી, કેનાથી, કોણથી.

છ૦. કોનો-ની-નું-ના-નાં,કેનો-ની-ઇ. કોણનો-ની-ઈ.

સા૦. કોનામાં, કેનામાં, કોણમાં.

૧૫૧. કયો, કયી, કયું એનાં કીયો, કેઇ, કીયું, એવાં રૂપ પણ થાય છે. એમને વિભક્તિના પ્રત્યયો નામની પેઠે લાગે છે; પણ વિભક્તિ વાળાં રૂપ થોડાં વપરાય છે.

૧૫૨. શોનું બહુવચન શા, શીનું શીજ રહેછે, અને શુંનું શાં થાયછે. શીને વિભક્તિઓ લાગતી નથી. શો અને શુંનાં બીજી વિભક્તિથી સરખાં રૂપ થાયછે, અને બંને વચનમાં તેનાં તેજ રૂપ રહેછે. જેમ,

પે૦. શો, શું. શા, શાં.

બી૦. શેને, શાને.

ત્રી૦. શેણે, શાણે.

ચો૦. શેને, શાને.

પાં૦. શેથી, શાથી.

છ૦. શેનો—ની—નું. ઇ૦ શાનો—ની—નું. ઇ૦

સા૦. શેમાં, શામાં.

૧૫૩. કવિતામાં કોઈ વખત કોણને બદલે કવણ, અને શુંને બદલે કશું વપરાય છે. જેમ,

"નીરથકી નિર્મળ કવણ, કવણ તિમરથી ઘોર,
કવણ આભૂષણ હેમથી, કહો એજ અંકોર."

(સાતમી ચો૦)

અખા શું વાંચ્યું સમજ્યો કશું, (અખોભગત).

૧૫૪. કોણ એ સર્વનામ તરીકે વધારે વપરાયછે. તેની

પછી વિભક્તિના પ્રત્યય લાગેલું નામ નથી આવતું. જેમ, કોણ માણસને વાગ્યું? નથી કહેતા પણ કોને વાગ્યું? કહીએ છીએ. કયો એ ઘણું ખરૂં વિશેષણ રૂપે વપરાયછે. શું એ વિશેષણ અને સર્વનામ બંને થઈ શકે. જેમઃ—

કોણે કહ્યું? કયા માણસે કહ્યું?

શાથી મરી ગયો! શા રોગથી મરી ગયો?

૧૫૫. કવિતામાં કોઇ વખત કયું અને શુંની જગાએ પણ કોણ આવેછે, અને ત્યારે તે કયું અને શું ની પેઠે વિશેષણ થઇ શકેછે. જેમઃ—

કોણ રાયની દીકરી, કોણ તેનું ગામ. (નળાખ્યાન). સ્વામીનું કોણ ગામ; કોણ જાત પીતા નેમાત. (ઓખાહ૦)

૧૫૬. પ્રશ્નાર્થકના પહેલા અક્ષર ક ઉપરથી કેવો, કેવડો, અને કેટલો એ રૂપ થાયછે. પણ તે સર્વનામ કરતાં વિશેષણ તરીકે વધારે વપરાય છે. જેમ, મનસુખનું તારી પાસે માગતું હતું તે કેટલાથી પત્યું? આ ઠેકાણે કેટલાથી સર્વનામ છે. પણ મનસુખ તારી પાસે કેટલા રૂપીઆ માગેછે? અહીં કેટલા વિશેષણછે.

## સંબંધી સર્વનામ.

૧૫૭. જે, અને જે ઉપરથી થએલાં જેવું, જેવડું, જેટલું એ સંબંધી સર્વનામ કહેવાય છે. કેમકે, તે વપરાય ત્યારે તેમના સંબંધમાં હમેશાં તે, તેવું, તેવડું, તેટલું, એ દર્શક સર્વનામો અનુક્રમે આવેછે. જેમકે, જે કહો તે ખરૂં. જેને જેટલું જોઇએ તેને તેટલું આપો. જેટલાને બોલવું હતું, તેટલાએ બોલી લીધું.

૧૫૮. જે નાં ત્રણે જાતિમાં સરખાંજ રૂપ થાયછે. જેવું, જેવડું, જેટલું, એમને જાતિદર્શક પ્રત્યય લાગેછે. જે નું બહુવચન જે અથવા જેઓ થાયછે.

**જેનાં રૂપ.**

| | એકવચન. | બહુવચન. |
|---|---|---|
| પે૦. | જે. | જેઓ. |
| બી૦. | જેને. | જેઓને, જેમને. |
| ત્રી૦. | જેણે. | જેઓએ, જેમણે. |
| ચો૦. | જેને. | જેઓને, જેમને. |
| પાં૦. | જેથી. | જેઓથી, જેઓનાથી, જેમનાથી. |
| છ૦. | જેનો-ની-નું. | જેઓનો-ની-નું, જેમનો-ની-નું. |
| સા.૦ | જેમાં. | જેઓમાં, જેઓનામાં, જેમનામાં. |

૧૫૯. કવિતામાં જે, અને તે ને ઠેકાણે જેહ અને તેહ કોઈ વખત આવેછે. જેમ, મોટા પર્વત નદીઓ જેહ, તેહ તર્ણા નહીં લાવે છેહ. (કાવ્યદોહન.)

જેવું, જેટલું એનાં રૂપ નામની પેઠે થાયછે.

૧૬૦. સંબંધી સર્વનામ વિશેષણ પણ થઈ શકેછે. જેમ, જે માણસને કહેવું હોય તેને કહો. જેવા દેવ તેવી પૂજા. જેટલું કામ બાકી હોય તેટલું કરી નાખો.

## સામાન્ય સર્વનામ.

૧૬૧. જે સર્વનામ મોઘમપણું બતાવેછે, તેમને સામાન્ય સર્વનામ કહેછે. જેમકે—

ત્રણે જાતિમાં સમાન રહે એવાં:- કોઈ, કાંઈ, કંઈ, કોઇક, કાંઇક, કંઇક, હરકોઈ, હરકાંઈ, હરકંઈ, સર્વ, સહુ. અમુક, દરેક, એકએક, એકબાજાને (નારીજાતિ હોયતો વખતે એકબીજીને થાય).

ત્રણે જાતિમાં ફરે એવાં:- કશું, સઘળું, બધું, બીજું, એટલું. ફલાણું, થોડુંક, ઘણુંક, કેટલુંક, કેટલુંએક. એમાં છેલ્લાં ચારમાં ક અથવા એક વગરનાં રૂપને જાતિદર્શક પ્રત્યય લાગે છે. જેમ, થોડોક, કેટલાએક, કેટલાંક.

૧૬૨ કોઈ, કાંઈ, કંઈ, કોઇક, કાંઇક, કંઇક, અમુક, એમનાં બંને વચનમાં તેજ રૂપ રહેછે. હરકોઈ, હરકાંઈ, હરકંઈ, દરેક, એ એકવચનમાં વપરાય છે.

કોઇને બદલે કવિતામાં કો વપરાય છે. જેમ,

સગુ નહિ કો આ સંસાર. ( કાવ્યદોહન. )

૧૬૩. સામાન્યસર્વનામને, છુટાં આવે ત્યારે, નામ પ્રમાણે વિભક્તિઓના પ્રત્યય લાગેછે. જેમ, કેટલાંકથી, સર્વને, દરેકમાં ઇ૦

૧૬૪. સામાન્યસર્વનામ ઘણીવાર નામની સાથે વપરાયછે. એવે વખતે તેમને વિશેષણમાંજ ગણવાં.

કશું, સઘળું, બધું, થોડુંક, ઘણુંક, કેટલુંક, કેટલુંએક, એકલું, એ કોઇ વખત જથો ને કોઈ વખત સંખ્યા બતાવેછે. જેમ, સઘળું પાણી, સઘળા રૂપીઆ; થોડુંક ઘી, થોડાક રૂપીઆ ઇ૦. જ્યારે જથો બતાવે ત્યારે એ સર્વનામ એક વચનમાં રહે; કેમકે, જથો બતાવનાર નામને બહુ વચન લાગતું નથી; પણ જ્યાં તેવાં નામ બહુ વચન લે ત્યાં એ સામાન્ય સર્વનામપણ બહુ વચનમાં આવે. જેમ, કશા માલ, બધાં ઘી.

૧૬૫. બીજું એ સામાન્ય સર્વનામને રૂપે કોઇએક-વળી એક બીજું, અન્ય, એવા અર્થ બતાવેછે. જેમ, 'બીજું લખવા કારણ એછે જે' ઇ૦, 'તમે નહીં, હવે બીજાને બોલાવો.' (કોઇ પણ—હરકોઇ બીજાને).

૧૬૬. કોઇવસ્તુ અથવા વસ્તુઓ ઉપર ભાર મુકીને બોલીએ, અથવા ફકત તે એકજ બીજું કોઇ નહીં એમ બતાવીએ, ત્યારે એકલો વપરાયછે. જેમ, હું એકલો શું કરીશ; એકલા તમેજ આવજો. તે વનમાં એકલાં વાંદરાંજ વસેછે.

૧૬૭. ઘણી વસ્તુઓમાંથી પ્રથક પ્રથક વિષે કહેવું હોય, તો એક એકને, અને એક બીજાને વપરાયછે. એ બંનેમાં પહેલા એક હમેશાં પેહેલી વિભક્તિમાં રહેછે, ને છેલા એક અથવા બીજાને વિભક્તિના પ્રત્યય લાગેછે. જેમ, એક એકથી, એક બીજાથી જુદા બેસો. જ્યારે એમને બીજી વિભક્તિ

લાગે ત્યારે પેહેલા એક જાણે કર્તારૂપે ને છેડાના શબ્દ જાણે કર્મરૂપે હોય એમ જણાય છે. તેઓ એક બીજાને કહી દેશે. એટલે એક કહી દેશે બીજાને (કર્મ).

૧૬૮. જ્યારે કોઈ નામ (નામ જેવાં વિશેષણ પણ) સર્વનામની પાસે આવીને તેમનો સમાનાર્થ બતાવે છે, અથવા નામ અને સર્વનામ એક બીજાને ઓળખાવે છે, ત્યારે સર્વનામને પણ તેમની પાસે આવેલા નામની વિભક્તિ લાગે છે. જેમકેઃ—તું ભિખારી અહીં કયાંથી આવ્યો. મને અબળાને કેમ દુઃખ દોછો. તેં દુષ્ટે મને દગો દીધો. તેને ચાકરને વાસ્તે કોણ ખોટી થાય. મારૂં ગરીબનું કહ્યું કોણ માને. એને ચાકરને શી લાજ. જેણે બેવકુફે આ કામ કર્યું હોય તેને મારી પાસે લાવો. આ કોનું બેવકુફનું કામછે.

## ક્રિયાપદ.

૧૬૯. ક્રિયાપદ એટલે કાળ સહિત ક્રિયા અથવા સ્થિતિ બતાવનાર શબ્દ. જેમ, કરૂંછું, લખુંછું, દોડશે, સુતો, હતો. ઈ૦.

ક્રિયા એટલે કામ, અને પદ એટલે શબ્દ; એ ઉપરથીજ ક્રિયાપદનો અર્થ ધ્યાનમાં આવશે. પરંતુ જેમાં, કંઇ ક્રિયા કરવી પડતી નથી, તે શબ્દો પણ એ વર્ગમાં ગણવાથી ક્રિયાપદની ખરી વ્યાખ્યા આપવામાં ને સમજવામાં હરકત પડેછે. ગતિ વાચક શબ્દોમાં કંઇ પણ ક્રિયા છે એમ કહેવાય, પણ ઊંઘવું, રેહેવું, એમાં ક્રિયા કરવાની નથી. વળી છે, હતો, એ ફકત હોવાપણું અથવા સ્થિતિ બતાવનારા શબ્દો છે.

૧૭૦. ક્રિયા જે કરેછે તેને ક્રિયાપદનો કર્તા કહેછે. જેમ છોકરો લખેછે. એમાં લખવાની ક્રિયા છોકરો કરેછે, માટે છોકરો કર્તા.

૧૭૧. ક્રિયા જેના ઉપર થાયછે, અથવા તેથી જે ફળ ઉત્પન્ન થાય છે, તેને ક્રિયાપદનું કર્મ કહે છે. જેમ, છોકરો

ચોપડી ભણેછે. એમાં ક્રિયા ચોપડી ઉપર થાયછે, માટે ચો-પડી કર્મ છે.

ક્રિયાપદને કોણ લગાડ્યાથી કર્ત્તા, અને કોને અ-થવા શું લગાડ્યાથી કર્મ માલમ પડેછે. જેમ, તે પાઘડી બાંધેછે. કોણ બાંધેછે? તે (કર્ત્તા), શું બાંધેછે! પાઘડી (કર્મ). મેં તેને માર્યો. કોણે માર્યો! મેં (કર્ત્તા), કોને માર્યો! તેને (કર્મ).

## ધાતુ.*

૧૭૨. ક્રિયાપદના મૂળને ધાતુ કહેછે. જેમ, કર, જા, સુ, બેસ. ૪૦.

ધાતુ એ ઝાડના થડ દાખલછે. થડ વધીને આ-ગળ જતાં જેમ ડાળ ડાળીઓ પાન પાંખડાં આદી થાયછે, તેમ ધાતુને પણ અનેક જાતના પ્રત્યય લાગીને ક્રિયાપદનાં વિવિધ રૂપ, નામ, વિશેષણ આદિના ઘણા શબ્દો થાય છે. દાખલાને સારૂ 'કર' (સંસ્કૃત કૃ) ઉપરથી આ પ્રમાણે શ-બ્દ થાયછે:–કૃતિ, કૃત્ય, કર્ત્તાર, કર્ત્તા, કૃદંત, ક્રિયા, કૃતાર્થ, વિકાર, કરણી, કરામત, કારક, કાર્ય, કૃત્રિમ, કારમું, કર્મ કારીગર, કારસ્તાન, કારભાર, અધિકાર, આકાર, કારણ, ઇ.

સઘળી ભાષાઓમાં ધાતુઓ થોડાજ હોયછે; પણ ઉપર બતાવ્યા પ્રમાણે તેનો વિસ્તાર વધીને પુષ્કળ શબ્દો થાય છે. સંસ્કૃત જેવી મોહોટી ભાષામાં પણ ધાતુઓ આશરે બે અઢી હજારછે એમ કહેવાય છે.

મૂળ ધાતુઓને સિદ્ધ, અને તે ઉપરથી ઉત્પન્ન (પ્રત્યય ઉપસર્ગવડે) થએલાને સાધિત કહેછે. જેમ, ખા, બેસ, કર, એ સિદ્ધ ધાતુ, અને ખવરાવ, બેસાડ, કરાવરાવ, સ્વિકાર, અનુસર, એ સાધિત ધાતુઓ છે.

જનાવરોના બોલવાને કે પદાર્થથી થતા અવાજને જે ક્રિયાપદવડે આપણે બોલી બતાવીએ છીએ, તે ક્રિયાપદના

---

* બીજા પુરુષના એકવચનમાં અનિયમિત વર્ત્તમાન કાળમાં આજ્ઞાર્થે જે રૂપ વપરાય, તેજ ગુજરાતીમાં ધાતુ જાણવો. જેમ, તું કર, તું ખા, તું બેસ. છે, ને હોય, ક્રિયાપદમાં બરાબર આજ્ઞા પદ્ય શકતો નથી. માટે તેમના ધાતુ એ રીતે જડે નહીં. છે નો ધાતુ છ, અને હોય નો ધાતુ હો લેવાયછે.

ધાતુને અનુકરણ વાચક કહેછે. જેમ, ઘોડો હણહણેછે, ભમરો ગણગણેછે, નોબત ગડગડેછે, ખીચડી ખદખદે છે.

### ધાતુના પ્રકાર.

૧૭૩. કર્ત્તા ને કર્મ ઉપરથી ધાતુના બે મુખ્ય પ્રકાર થાય છેઃ અકર્મક ને સકર્મક.

૧૭૪. જ્યારે કર્ત્તાની ક્રિયા પોતાનાજ ઉપર લાગુ પડે છે, ત્યારે ક્રિયાપદ અકર્મક કહેવાય છે. જેમ, હું બેસું છું, છોકરો જાગેછે.

૧૭૫. જ્યારે કર્ત્તાની ક્રિયા કોઈ બીજા પ્રાણી અથવા વસ્તુ ઉપર લાગુ પડેછે, ત્યારે ક્રિયાપદ સકર્મક કહેવાય છે. જેમ, હું ચોકઠું બેસાડુંછું, બાપ છોકરાને જગાડેછે.

૧૭૬. અકર્મક (અ+કર્મ+ક) કર્મ વગરનું, અને સક-ર્મક (સ+કર્મ+ક) એટલે કર્મ સાથેનું. અકર્મક ક્રિયાપદ સંખ્યામાં થોડાં હોયછે. સ્થિતિ ને ગતિ વાચક ક્રિયા અકર્મક હોય. જેમકે, થા, હો, ડર, બીહ, બચ, સુ, જાગ, રહે, વસ, શરમ, દીપ, ઘટ, વધ, બળ, મર, હીંડ, ચાલ, જા, કુદ, નાસ, દોડ, ફર, પડ, આખડ, ફુટ, રેડ, હસ, રમ, તર, બુડ, (ડુબ), ગર, ખર, ચળક, ઝળક, પ્રકાશ, ખસ, ફસ, ના, (નાવું), ભમ, ભટક, રખડ, રઝળ, દુખ, સડ, કોહ, ખળ ઇ.

ધાતુના બીજા પણ પ્રકાર છે. જેવા કે, ઉભય વિધ, ભાવકર્ત્તક, પ્રયોજ્ય, અને દ્વિકર્મી. પરંતુ, ઉપર જ-ણાવેલા બે પ્રકારમાં તેઓ આવી જાય છે. એટલે, તેઓ અકર્મક હોય કે સકર્મક.

જે ધાતુ કોઈવાર અકર્મક ને કોઈવાર સકર્મક થાય તેને ઉભયવિધ કહેછે. ઉભય એટલે બે. જેમ, પાણી વહેછે, (અકર્મક), મજુર ભાર વહેછે (સક). આજે સભા મળી છે (અક.); હું તેને મળ્યો (સક૦). નીચેના ધાતુ શુદ્ધ ઉભયવિધ છે. કળવું. ખાવું, ગળવું, પ્રગટવું, ફળવું, ફુંકવું, ભાગવું, લાગવું, સોડવું. ઇ. બીજી વિભક્તિમાં કોઈ વાર

કર્મ સે એવાં ક્રિયાપદ આ છે. હસવું, રડવું, કુદવું, ફુટવું, ખપવું, નમવું, લડવું, જનમવું. સંસ્કૃતમાં જવું સકર્મક છે, તેની છાયા કોઇ ઠેકાણે ગુજરાતીમાં પણ જણાયછે. જેમ, તે બ્રાહ્મણી સોનીને ગઈ (નાતરે).

ભાવકર્તૃકઃ—જ્યારે ક્રિયાપદનો કર્ત્તા કોઈ માલમ પડતો નથી, ત્યારે ક્રિયાપદ ભાવકર્તૃક કહેવાય છે. તેવે વ-ખત કર્ત્તા ક્રિયાપદનો ભાવ છે એમ સમજવું. જેમ, પેટમાં દુખેછે, તેમને બનતું નથી, મને અમદાવાદમાં ગમે છે, જાણે નવલશા હીરજીજતો. જો કર્ત્તા કોઈ પ્રસંગે આવાં ક્રિ-યાપદમાં સ્પષ્ટ માલમ પડે તો ભાવ કર્તૃક કહેવાની જરૂર ન-હીં. જેમ, માથું દુખેછે, આ ચોપડી મને ગમેછે, માઠો બનાવ બન્યો. હું જાણુંછું.

પ્રયોજ્ય. જ્યારે કોઇ ક્રિયા પોતે નહીં કરતાં બીજા પાસે કરાવે, અને તેમ છતાં ક્રિયાપદનો કર્ત્તા પોતેજ ગણાય, ત્યારે ક્રિયાપદને પ્રયોજ્ય-પ્રયોજક—અથવા પ્રેરક (ઉશ્કેરનાર) કહેછે. જેમ, આ કામ તમે ચાકર પાસે કરાવો. અહીં કર્ત્તા તમે છે તે પોતે કામ નહીં કરતાં ચાકરની પાસે કરાવે છે. વાસ્તવિક જોતાં ક્રિયા તો ચાકરને કરવી પડશે, માટે કરાવો એ પ્રયોજ્ય છે.

અકર્મક ધાતુનો એકદમ પ્રયોજ્ય થઇ શકે નહીંઃ તેને પ્રથમ સકર્મક કરવું જોઈએ. જેમ ઊછરનું સકર્મક ઉ-છેર, અને તેનું પ્રયોજ્ય ઊછેરાવ થાય. ઉદાહરણ, હું ઉછ-ર્યો, મને તેણે ઉછેર્યો, અને મને દાઈ પાસે ઉછેરાવ્યો. એજ રીતે પડ, પાડ, પડાવ; મર, માર, મરાવ. ઈ.

અકર્મક ઉપરથી સકર્મક કરવાની રીત નીચે આપીછે.

અ. કેટલાક ધાતુના પેહેલા અક્ષરમાં આ ઉમેર્યાથી. જેમ, પડ, પાડ; વળ, વાળ; મર, માર; ઠર, ઠાર. ઢળ, ઢાળ, (તેમજ ઢોળ). ઈ.

આ. કોઈવાર છેલા અક્ષરની પેહેલા અક્ષરમાં એ બ-ળ્યાથી. જેમ, ઉછર, ઉછેર; ભળ, ભેળ.

ઇ. કોઈવાર છેલા અથવા છેલાના પહેલાના આ નો અ કરીને કે ધાતુને છેડે એમના એમ આડ, વાડ (અથવા વાર), પ્રત્યય લગાડવાથી જેમ, ખા, ખવાડ (ખવાર). જાગ,

જમાડ; બેસ, બેસાડ; રમ, રમાડ; સુ, સુવાડ (સુવાર‡).

ઈ. કોઈનાં બે રીતે સકર્મકનાં રૂપ થાયછે. જેમ, બસ, બસેડ, બેસવ; ઠર-ઠરાવ-ઠેરવ; ફર, ફરાવ-ફેરવ; ભળ, ભેળ—ભેળવ.

ઉ. ટકારાંત ધાતુમાં ટ નો ડ થઈને, અને પેહેલાં ઉ હોય તો તેનો ઓ થઇને સકર્મક બનેછે. જેમ, ફાટ, ફાડ; ફુટ, ફોડ; તુટ, તોડ; છુટ, છોડ.

બધાં અકર્મક ક્રિયાપદ કંઇ સકર્મક થઈ શકે નહીં. જા, આવ, થા, એ અકર્મકજ રેહે.

સકર્મક ઉપરથી પણ પ્રયોજ્ય થતા પહેલાં કેટલીક વાર પ્રયોજ્ય જેવું બીજું રૂપ સકર્મકનું આડ ને વાડ લગાડવાથી થાયછે. જેમ, દેખ, દેખાડ; ગા, ગવાડ; ચાવ, ચવાડ.

સકર્મક ધાતુ ઉપરથી, અથવા અકર્મક ને સકર્મક કર્યા પછી, પ્રયોજ્ય ધાતુ નીચે પ્રમાણે થાય છે.

(૧). ધાતુમાં ઉપાંત્યસ્વર† આ ન હોય એવા અકારાંત ધાતુને આવ લગાડ્યાથી. જેમ, મૂક ના મૂકાવ; પૂછ ના પુછાવ; કર ના કરાવ; ખોદના ખોદાવ. ઈ૦

(૨). ધાતુમાં ઉપાંત્યસ્વર આ હોય તો આ નો અ થઈ જાય છે. જેમ બાળ ના બળાવ; માર ના મરાવ; ડાટ ના ડટાવ; બીવાડ ના બીવડાવ.

(૩). પ્રયોજ્યના રૂપને રાવ લાગવાથી એટલે સકર્મકના રૂપને ઉપરના નિયમ પ્રમાણે આવરાવ (આવડાવ) લગાડ્યાથી. જેમ, કરાવરાવ, નંખાવરાવ, બોલાવરાવ ઇ.

જ્યારે પ્રયોજ્યના બેવડા પ્રત્યય આવરાવ કે આવડાવ લાગેછે ત્યારે ધાતુદ્વિત્વ(બેવડો)પ્રયોજ્ય કહેવાય છે.

પ્રયોજ્યના કરતાં દ્વિત્વ પ્રયોજ્યમાં કોઇવાર વિશેષ અર્થ હોય છે. જેમ, મેં તે કામ મારા ભાઇ પાસે કરાવ્યું; અને તે કામ મે મારા ભાઇની મારફતે તેના ચાકર પાસે (કોઈ ત્રીજાને હાથે) કરાવરાવ્યું.

---

‡ કોઈ ઠ બોલેછે અને કોઈ ર બોલેછે.

† ઉપાંત્ય એટલે છેવટના અક્ષરની પહેલાનો. જેમ, બાળ, માર એમાં આ ઉપાંત્ય સ્વર છે. પુછ, મુક માં ઉ, કર માં અ, ખોદમાં ઓ ઉપાંત્યસ્વરછે.

પ્રયોજ્ય ઓળખવાનો સાધારણ નિયમ આ કેઃ— જેની પાસે કામ કરાવવું હોય તેને, પાસે, કને, સાથે, મારફતે એ અથવા એના જેવા બીજા કોઈ શબ્દ લાગીને, તે કર્ત્તા કર્મમાં રહે નહીં, તો ક્રિયાપદ પ્રયોજ્ય સમજવું.

કોઈવાર પ્રયોજ્યનું રૂપ છતાં પ્રયોજ્ય હોતું નથી. જેમ, બાપે છોકરાને ભણાવ્યો. અહીં જો બાપે પોતે શિખવનાર થઈને છોકરાને વિદ્યા આપી હોય તો એ પ્રયોજ્ય નથી, પણ જો બાપે કોઈ બીજા પાસે(મેહેતાજી પાસે)તેને ભણાવ્યો હોય, તોજ પ્રયોજ્ય કહેવાય. મેં મારી પાઘડી તેની પાસે બંધાવી, અને વિવાહ ઉપર મારા ભાણેજને મે એક પાઘડી બંધાવી. આમાંથી પેહેલું ક્રિયાપદ પ્રયોજ્ય, અને બીજુ નહીં.

અકર્મકને સકર્મક ધાતુથી, સકર્મક અથવા પ્રયોજ્ય જેવા સકર્મક, પ્રયોજ્ય, અને દ્વિત્વ પ્રયોજ્ય, કેવા થાય છે તેનો કોઠો નીચે આપ્યા છે.

| મૂળેઅકર્મક. | મૂળેસકર્મક. | અકર્મક અથવા સકર્મકથી થએલાં સકર્મક. | પ્રયોજ્ય. | દ્વિત્વ પ્રયોજ્ય. |
|---|---|---|---|---|
| બેસ. | ૦ | બેસાડ, બેસાર. | બેસડાવ, બેસરાવ. | બેસડાવરાવ, બેસરાવરાવ. |
| સુ. | ૦ | સુવાડ, સુવાર. | સુવડાવ, સુવરાવ. | સુવડાવરાવ, સુવરાવરાવ. |
| ઉછર. | ૦ | ઉછેર. | ઉછેરાવ. | ૦ |
| ભળ. | ૦ | ભેળવ, ભેળ. | ભેળવાવ, ભેળાવ. | ભેળવાવરાવ, ભેળાવરાવ. |
| ખસ. | ૦ | ખેસવ, ખસેડ. | ખેસવાવ, ખસેડાવ. | ખેસવરાવ. |
| ૦ | ભણ. | ભણાવ. | ભણાવ. | ભણાવરાવ. |
| ૦ | લખ. | લખાવ. | લખાવ. | લખાવરાવ. |
| ૦ | ખા. | ખવાડ. | ખવડાવ, ખવરાવ. | ખવડાવરાવ, ખવરાવરાવ. |
| ૦ | દેખ. | દેખાડ. | દેખડાવ. | દેખડારાવ. |
| ૦ | નાંખ. | નંખાવ. | નંખાવ. | નંખાવરાવ. |
| ૦ | ચાવ. | ચવાડ. | ચવડાવ, ચવરાવ. | ચવડાવરાવ, ચવરાવરાવ, |

૪-૫ (ને વખતે ત્રીજા પણ) આસનમા આવલા શબ્દામા ડ લખવો કે ર એ નક્કી થાય નહીં, કેમકે જૂદા જૂદા ભાગમાં બોલવાની રૂઢી જૂદી છે. ડ ને ર અક્ષરમાં મળતાપણું હોવાથી ગમે તેમ ફેરફાર થઈ શકે છે. એવડા પ્રયોજ્યમાં આપેલાં રૂપ ઘણાં વપરાતાં નથી. પ્રસંગ ઉપર તેમને લોકો ગમે તેમ બોલેછે.

કેટલાક ધાતુ બે કર્મ લેછે. તેથી તે દ્વીકર્મી કહેવાય છે. જેમ, તેણે બ્રાહ્મણને દાન આપ્યું. અહીં દાન અને બ્રાહ્મણ એ બે કર્મ છે. એક આપવાની વસ્તુ,ને બીજું જેને આપ્યું તે. એજ પ્રમાણે માર, પીરસ, દે, કહે, ઇ. દ્વીકર્મી ધાતુ કહેવાયછે. તેમને સકર્મક ગણી લેવાં.

### ભેદ.

૧૭૭. ભેદ. એકનું એક વાક્ય આપણે બે રીતે બોલીએ છીએ. એકમાં શુદ્ધ મૂળ ધાતુને વાપરીને ક્રિયાપદ બોલીએ છીએ, ને બીજામાં ધાતુને મરડીને-ફેરવીને બોલીએછીએ. 'પૃથુરાજને શાહબુદ્દીને માર્યો' કહો, કે 'પૃથુરાજ શાહબુદ્દીનથી મરાયો' કહો, તે એકનું એકજ. અર્થમાં કંઈ ફેર નથી. ફક્ત બોલવામાં બે ભેદ અથવા તરેહ છે.

૧૭૮. મૂળ ધાતુ ઉપરથી જે ક્રિયાપદો પ્રત્યયવડે ઉત્પન્ન થાયછે, તે મૂળ ભેદનાં કહેવાય છે. જેમ, મેં લખ્યું, તેમણે લખાવ્યું, અમે લખાવરાવ્યું. એ બધાં ક્રિયાપદ અનુક્રમે લખ, લખાવ, ને લખાવરાવ એ ધાતુઓથી થયાંછે, માટે તે મૂળભેદનાં સમજવાં.

૧૭૯. મૂળ ધાતુ મરાડાયા પછી પ્રત્યય વડે જે ક્રિયાપદો બનેછે તે શક્યભેદનાં ગણાય છે. જેમ, મારાથી ચોપડી લખાઈ, મારાથી ચોપડી લખાવાઇ, અને મારાથી ચોપડી લખાવરાવાઈ.

૧૮૦. ક્રિયાનો કરનારજ કર્ત્તા હોય તો ક્રિયાપદ મૂળભેદનું, અને ક્રિયાનો કરનાર કારણ રૂપે હોય તો ક્રિયાપદ શક્ય ભેદનું સમજવું.

ક્રિયાનો કરનાર પેહેલી કે ત્રીજી વિભકિતમાં હોય તો ક્રિયાપદ મૂળભેદનું. જેમ હું કરૂંછું, મેં કર્યું. ઇ૰

ક્રિયાના કરનારને પાંચમી અથવા કોઈ વાર પાંચમીના અર્થમાં ત્રીજી વિભકિત લાગેછે, ત્યારે ક્રિયાપદ શક્યભેદનું હોયછે. જેમ, મારાથી લખાયું, સુવાવડી સ્ત્રીએ (સ્ત્રીથી) ઘરમાં અડકાય નહીં.

કેટલીક વાર શક્યભેદ વાપરવામાં શક્તિ એટલે કરી શકવાપણાનો અર્થ આવેછે. જેમ મારાથી જવાશે (જઈ શકાશે) તો હું જઈશ. એથી ભૂલ ખાઈને શક્યભેદ એટલે જેમાં શક્તિ રેહેલી છે તે, એવો અર્થ ઘણા સમજે છે. પણ નીચેના દાખલામાં બિલકુલ શક્તિ નથી પાપનો ઘડો ભરાશે ત્યારે ફુટશે. જુઠું બોલવું એ પાપ ગણાયછે. મારી ચોપડી ફલાણા છાપખાનામાં છપાઈ.

૧૮૧. મૂળભેદ ઉપરથી શક્યભેદ નીચે પ્રમાણે થાયછે:—

(૧) અકારાંત ધાતુને છેડે આ ઉમેર્યાથી; જેમ, કર, કરા; લખ, લખા. એવા ધાતુના પેહેલા અક્ષરમાં આ કે આં હોય તો તે જઈને એકલો અ કે અં રેહે છે. જેમ, માર, મરા; જાળવ, જળવા; નાંખ, નંખા; બાંધ, બંધા.

(૨) અકારાંત શિવાય કોઈપણ છેડાના ધાતુને અંતે શક્યભેદમાં વા વધેછે. જેમ ખા, ખવા, (આકારાંતનો વા લાગતાં અકારાંત થઈ જાયછે) પી, પીવા; સુ, સુવા; લે, લેવા; જો, જોવા.

(૩) મૂળ હ છેડાના ધાતુઓ જેઓ હા, હે, કે હો છેડાના જણાય છે, તેઓમાં પણ આકારાંત, એકારાંત, કે ઓકારાંત સ્વરની માફકજ શક્યભેદ કરવા સારૂ વા ઉમેરવા પડેછે. જેમ, નહા, નહવા; કહે, કહેવા; કહો, કહોવા.

## અર્થ.

૧૮૨. કોઈ ક્રિયા થતાં બોલનારનો ભાવ કેવો છે તે જેથી માલમ પડે એવાં ક્રિયાપદનાં રૂપને અર્થ કહેછે. બોલવાના ભાવ અનેક પ્રકારના છે, અને તેથી અર્થની સંખ્યા તે પ્રમાણે વત્તી ઓછી લેવાય. અહીં અર્થ ત્રણ લીધા છે. ૧ સ્વાર્થ અથવા નિશ્ચયાર્થ, ૨ આજ્ઞાર્થ, ૩ અને સંકેતાર્થ.

૧૮૩. સ્વાર્થ અથવા નિશ્ચયાર્થ. બોલનાર કોઈ વસ્તુ વિષે કહેછે, એટલે ફક્ત તે થઈ ગઈ, થાય છે, કે થશે, એટલુંજ

જણાવે છે. ત્યારે જે ક્રિયાપદનાં રૂપ વપરાય છે, તે સ્વાર્થનાં સમજવાં. જેમ, મેં લખ્યું. હું કરૂંછું, તેઓ લખશે.

૧૮૪. આજ્ઞાર્થ—જે ક્રિયાપદોનાં રૂપ હુકમ કરવામાં વપરાય છે તે આજ્ઞાર્થ. જેમ તું કર, તારે બેસવું, તમે જજો. આજ્ઞા એટલે હુકમ, પણ તેમાં અનુજ્ઞા (હુકમ માગવો-રજા લેવી), પ્રાર્થના, ઉપદેશ, આશિર્વાદ, શાપ, એ હુકમને લગતા અર્થ સમાય છે. જેમકે, તું લખ, એ આજ્ઞા; હું લખુ સાહેબ? એ અનુજ્ઞા; કૃપાનાથ મારૂં મહા કષ્ટ કાપો, એ પ્રાર્થના; તમે ભણો ભલી ભાત બાલ હિંદુઆણી, એ ઉપદેશ; તમારૂં કલ્યાણ થાઓ, આશિર્વાદ; તેનું સત્યાનાશ જજો, શાપ.

ઉપર તારે બેસવું, એવું ઉદાહરણ આપ્યુંછે, તેને કોઈ જૂદો અર્થ ગણીને વિધ્યર્થ એવું નામ આપે છે. વિધ્યર્થમાં હમેશ આજ્ઞા હોયછેજ, માટે તેને પણ આજ્ઞાર્થમાં ગણ્યા છે. વિધ્યર્થના રૂપમાં આજ્ઞાની સાથે ધર્મ (ફરજ), શક્યતા, પ્રાર્થના, વગેરે હોયછે. જેમ, માબાપે છોકરાંનું સારૂં ચહાવું (ધર્મ). આ કામ કરવું એમાં શું? (શકયતા), તમારે મેહેરબાની કરીને હવે મારા માગતા પૈસા આપવા. પ્રાર્થના.

૧૮૫. સંકેતાર્થ—એક ક્રિયાનું થવું બીજી ક્રિયા ઉપર આધાર રાખેછે, અથવા જેમાં કંઈ શરતને અંગે કામ થવાનું છે, તે સંકેતાર્થ. જેમ, તમે આવત, તો હું લખત; તમે કહેશો, તો હું કરીશ; મેં વાંચ્યું હોત, પણ રાતે દીવો ગુલ થઇ ગયો (એટલે ન વંચાયુ). સંકેતાર્થ જો, તો, પણ વગેરે કેટલાક અવ્યયથી ઓળખાય છે. એમાંથી કોઇનો અધ્યાહાર પણ હોય. (વાક્ય વિચારમાં જુઓ). કેટલીકવાર સંદેહ પડતી વાત પણ સંકેતાર્થનાજ રૂપમાં વપરાય છે. જેમ, એમ પણ હોય. તેના જેવા ભલા માણસે તે આવું કામ કર્યું હોય.

બોલવાના ભાવ ઉપર આધાર રાખતાં હજી બીજા અર્થ થઈ શકે. જેમ, હું જઇ શક્યો, તે લખી શકાશે, એ શકયાર્થ; તમે શું કરોછો, તેને શું થયું, એ પ્રશ્નાર્થ. એમને નિશ્ચયાર્થમાં ગણવા.

## કાળ.

૧૮૬. કાળ એટલે સમય-વખત. ક્રિયાને અંગે વખત લાગેલો છે, એટલે ક્રિયા ક્યારે બની તે, ક્રિયાપદના જે રૂપથી માલમ પડેછે તેને કાળ કેહેછે. વખતના સ્વાભાવિક ભાગ પ્રમાણે વ્યાકરણની અંદર પણ કાળના મુખ્ય ત્રણ ભાગ પડે. ૧. વર્તમાન, ૨ ભૂત, અને ૩ ભવિષ્ય.

૧૮૭. વર્તમાનકાળ એટલે ચાલતો વખત. જે ક્રિયા હાલ બનેછે, તે વર્તમાન કાળની સમજવી. જેમ. કરૂંછું (હાલ), જુઓ તે આવેછે.

૧૮૮. ભૂતકાળ (થઇ ગએલો વખત). જે ક્રિયા ચાલતા વખતની પેહેલાં બની હોય, તે ભૂતકાળની સમજવી. જેમ, તે ગઇ, કાલે આવ્યો. અકબરે ૪૯ વરસ રાજ કર્યું.

૧૮૯. ભવિષ્યકાળ (હવે પછી આવવાનો વખત). જે ક્રિયાપદના રૂપથી તે ક્રિયા હવે પછી થવાની માલમ પડે, તે ભવિષ્યકાળનું ક્રિયાપદ છે. તે કાલે જશે. તે ઝાડ થોડે દહાડે ફળશે.

૧૯૦. વર્તમાન કાળનો એક પેટાકાળ અનિયમિત વર્તમાન, ભૂતકાળના બે પેટાકાળ ચાલુભૂત તથા સંકેતભૂત, અને ભવિષ્યકાળનો એક પેટાકાળ આજ્ઞાર્થ ભવિષ્ય મળીને કુલ સાતકાળ થાય છે, તે નીચે પ્રમાણે.

| | |
|---|---|
| વર્તમાન. | કરૂંછું. |
| અનિયમિત વર્તમાન. | કરૂં. |
| ભૂત. | *કર્યું. |
| ચાલુ ભૂત. | કરતો. |
| સંકેત ભૂત. | કરત. |

*કર્યું, કરતો, કરવું, એ કૃદંત પણ થાયછે. પરંતુ તેમનો ક્રિયાપદ રૂપે વાપર બહુછે. કરતો કૃદંત માંને ચાલુ ભૂતમાં ઘણો ફેર છે. આ વિશે કૃદંતમાં જુઓ.

ભવિષ્ય. કરીશ.

આજ્ઞાર્થ ભવિષ્ય. કરવું.

**વર્તમાનકાળ**:–ચાલતા કાળ સિવાય નીચેના અર્થમાં પણ આ કાળનું રૂપ વપરાય છે.

(૧) હમેશની સત્યતા અમુક કાળ દર્શાવ્યા વગર. જેમ, બે ને બે મળીને ચાર થાયછે (હમેશાં). જુઠું બોલવું એ અનીતિ છે.

(૨) મહાવરો અથવા નિત્યનું કામ બતાવવામાં. તે રાતે વાંચે છે (રાતે રાતે રોજ). તે નિશાળે જાયછે (રોજ), પણ ભણતો નથી.

(૩) કોઈ વાર ગુજરેલી વાતનું વર્ણન કરતાં કે ગ્રંથકારનું કહેલું—લખેલું ફરી લખી જણાવતાં આ રૂપ વપરાય છે. જેમ, રામ લક્ષ્મણ મુર્છાગત થાય છે, થોડી વારે તેઓ ઉઠે છે, રાવણ સંગ્રામમાં પડે છે. વાલ્મિકઋષિ આ પ્રમાણે કહે છે;–પરાશર લખેછે કે:—

(૪) હવે પછી થવાનો પાસેનો ભવિષ્ય કાળ પણ એ રૂપથી જણાય છે. જેમ, હું કાલે વડોદરે જાઉછું. તેણે કહ્યું કે આવુંછું, જરા સબુર કરજો. ગવર્નર આવતા મેલમાં વિલાયત જાય છે.

**અનિયમિત વર્તમાન.** આ કાળ કેટલીક વખત શુદ્ધ વર્તમાન કાળના રૂપમાં વપરાય છે. જેમ,

શંખ વદે તું સાંભળરાય, શીતળ તેલજ બાળે કાય,
મંત્ર જડી જાણે તુજ તંન, શંશય પામે મારૂં મંન.

(કાવ્યદોહન.)

કાંકરે કાંકરે પાળ બંધાય, અને ટીપે ટીપે સરોવર ભરાય. આવે ઘોડા વેગે, અને જાય કીડી વેગે. ખોદે તે પડે.

(૨) ઘણી વખત આ કાળમાં ક્રિયા હવે પછીજ થવાની હોય છે. જેમ, હું કરૂં? (હવે પછી). તે જાય? (હવે પછી).

(૩) પેહેલા પુરૂષમાં અનુજ્ઞા (આજ્ઞા–રજા માગવી), અને બીજા પુરૂષમાં આજ્ઞા ને અનુજ્ઞા બંને અર્થમાં આ રૂપ વપરાયછે. જેમ, હું લખું સાહેબ? (રજા), તું કર (આજ્ઞા),

તે કરે સાહેબ! (અનુજ્ઞા), તે કરે એવો અમારો હુકમ છેજ. ખરૂં જોતાં આજ્ઞા બીજા પુરૂષને હોય, ત્રીજા પુરૂષને થઇ શકે નહીં. પેહેલા પુરૂષમાં આજ્ઞા ન હોય, પણ તેના બહુ વચનમાં જો બીજા માણસો ભળેલા હોય, તો તેમને યોગે આજ્ઞા થાય. જેમ, આપણે ચાલિયે હવે.

(૪) કોઈ વખત સંદેહ પડતી વાત આ કાળથી બતાવાય છે. જેમ, એમ પણ હોય. કદાપિ એ કામ તેનાથી બને.

(૫) કોઇવાર ભૂત કાળના અર્થમાં એ રૂપ વપરાય છે. જેમ, એક છોકરો હશે તે રોજ નિશાળે જાય, ત્યાં ભણે, ને ચોપડી બગાડે નહીં." ઇ. (બીજી ચોપડી.)

'વસે એક બ્રાહ્મણ મહા મતિ" છઠ્ઠી ચોપડી.

'તે કહે કે હું જઇશ,' એટલે તેણે કહ્યું કે હું જઇશ. ઈ.

(૬) ભૂતકાળની બાબતનું વર્ણન શરૂ કરતાં તે વપરાય છે. જેમ, રામ સંગ્રામે કેવા ચઢે.રાવણ સાથે કેવા લઢે, તેનાં શીર કેવી રીતે છેદે, એ કથાનો વિસ્તાર કેવો થાય.

(૭) સંકેતાર્થ વાક્યમાં પણ આ કાળનું રૂપ વપરાયછે. જેમ. જો તું કહે તો હું જાઉં.

(૮) કોઈ વખત આ રૂપ ભવિષ્ય કાળના રૂપને બદલે આવેછે. આ વખતે તેની પહેલાં 'નહીં' મુકાય છે. જેમ, તે નહીં કહે-તે કહેશે નહીં. તે નહીં બોલે—તે બોલશે નહીં. તું નકરે—તું કરીશ નહીં.

ભૂતકાળ ગયા વખત શિવાય નીચેના અર્થમાં વપરાય છે.

(૧) એમાં વર્તમાન સહિત ભવિષ્યનો અર્થ આવે છે. જેમ, તમે જાઓ, હું આ આવ્યો (આવુંછું હવે પછી).

(૨) હવે પછીની વાત વિષે કહેતાં પણ એ કાળ વપરાય છે. જેમ જો એક વાર હાર ખાધી, તો પછી થઈ ચુક્યું. ચુપ રહો, જો બોલ્યા તો માર ખાશો.

ચાલુભૂત એકજ વખતનું નહીં પણ ઘણા વખતનું જારી કામ બતાવેછે. જેમ જ્યારે તે નિશાળે ભણતો, ત્યારે રોજ કજીઓ કરતો ને માર ખાતો.

(૨) કેટલીક વખત આજ્ઞા કરવામાં પણ ચાલુ ભૂત

વપરાય છે. તે વખતે તેની પહેલાં ન આવેછે. અને તે ભવિષ્ય કાળનો અર્થ બતાવેછે. જેમ, તું ત્યાં ન જતો. એટલે ત્યાં જઈશ નહીં. તેમજ ન ખાતો, ન જોતો એટલે ખાઈશ નહીં, જોઈશ નહીં. ઈ.

સંકેતભૂત—એ કાળમાં ક્રિયા બિલકુલ બનેલી હોતી નથી, પણ જો કરનારને અમુક શરત મળી હોત, તો તે કામ બનત એવો અર્થછે. જેમ, જો તમે કહેત તો હું કરત. હું જાત, પણ કેટલીક અડચણને લીધે રહી ગયો.

સુરત તરફ ત ઉપર માત્ર વધારીને એ રૂપ બોલે છે. જેમ, જો તે આવતે તો હું તેને કહેતે.

ભવિષ્યકાળ-પેહેલા પુરૂષમાં કેટલીકવાર કરનારની ઈચ્છા કે ઇરાદો બતાવેછે. જેમ, તમારૂં કામ હશે તે હું કહેશો કે તરત કરીશ. અમે કાલે સુરત જઈશું. કેટલીકવારે ફકત ભવિષ્ય કાળજ જણાય છે. જેમ, એથી હું દુઃખ પામીશ. બીજા પુરૂષમાં વિનતિ કરવામાં એ વપરાય છે. જેમ, તમે આટલી તસ્દી લેશો ? જ્યારે આજ્ઞાર્થમાં વાપરીએ ત્યારે શો ને શેને બદલે જો ને જે લખીએછીએ. જેમ તમે કરજો, તું કરજે. ત્રીજા અને પહેલા પુરૂષમાં પણ આશિર્વાદ અને શાપમાં જો આવે છે. જેમ, જો મેં કર્યું હોય તો હું આંધળી થજો. તે મરજો. તેનું કલ્યાણ થજો.

આજ્ઞાર્થ ભવિષ્ય એને, કોઈ વિધિ વર્તમાન, કોઈ સામાન્ય રૂપ, કોઈ અકાળ રૂપ, ને કોઈ ભાવે રૂપ ગણે છે. એ બધા અર્થ એમાંછે. ક્રિયાપદરૂપે એ હમેશાં ભવિષ્યકાળ ધારણ કરેછે, અને વિધિ આજ્ઞાર્થમાં આવી જાયછે (૧૮૪ની પે. ક.), માટે અમે એને આજ્ઞાર્થ ભવિષ્ય ગણ્યો છે. બીજા ત્રીજા પુરૂષમાં એ આજ્ઞાર્થે વપરાય છે. જેમ, તારે કરવું, તેણે જવું. પેહેલા પુરૂષમાં કરનારનો ઠરાવ, અથવા જાણે પોતે પોતાને હુકમ કર્યો હોય, તેવા અર્થમાં એ આવેછે. જેમ, મારે કરવું.

## કૃદંત.

૧૯૧. ધાતુ ઉપરથી એવા શબ્દો ઉત્પન્ન થાય, કે જેમાં ક્રિયાનો તેમજ શબ્દના બીજા વર્ગોનો પણ અર્થ આવે, ત્યારે તે શબ્દોને કૃદંત કહેછે. જેમ, કરેલું એમાં કરવું+વિ-

શેષણનો અર્થ છે. ખાવું, એમાં ખાવાની ક્રિયા બતા નામનો અર્થ છે.

૧૯૨. કૃદંત સર્વનામ શિવાય બધા વર્ગોમાં જઈ શકે છે. જેમ, ખાવું નામ, ખાધેલું વિશેષણ, ખાધું ક્રિયાપદ, ખાઈને અવ્યય.

૧૯૩. જ્યારે કૃદંત નામ કે વિશેષણ રૂપે હોય છે, ત્યારે તેને નામ વિશેષણ પ્રમાણે જાતિ વચન ને વિભક્તિ લાગે છે. જેમ, ખાવો–ખાવી–ખાવું, ખાવા, ખાવામાં, ખાધેલો –લી–લું–લાં, ખાધેલાથી. કૃદત અવ્યય રૂપે હોય ત્યારે તેમાં અવ્યયનો ગુણ આવેછે; એટલે જાતિ વચન ને વિભક્તિ નહીં લાગતાં હમેશાં તેઓ એકજ રૂપે રહેછે. જેમ, ખાઈ, ખાઈને.

ખાઈને એમાં ને પ્રત્યય ઉભયાન્વયી અવ્યયનો બનેલો છે: બીજી વિભક્તિનો નથી. ખાઈને ગયો એટલે ખાધું ને પછી ગયો, એવો અર્થ છે.

૧૯૪. કૃદંતમાં ક્રિયા રહીછે માટે તે પણ કોઇ કાળ બતાવે છે. જેમ,

| | |
|---|---|
| વર્તમાન કૃદંત. | કરતો, કરતાં. |
| ભૂત ,, | કર્યું, કરી, કરીને. |
| વિશેષભૂત ,, | કરેલું, ચળિત. |
| ભવિષ્ય–આજ્ઞાર્થ ,, | કરવું. |
| ભવિષ્યકારક અથવા નિશ્ચયાર્થ ,, | કરવાનો, કરનાર. |

૧૯૫. વર્તમાનકૃદંત, કરતો, કરતાં:–કરૂં છુંનું ઉલટું કરતો નથી. એમાં કરતો વર્તમાનકાળ બતાવે છે. કરતો હતો, અહીં કરતો ભૂતકાળમાં જણાય છે, પણ તે હતોની અસર છે. બાકી કરતો એટલે કરવાની સ્થિતિમાં. કરતો હશે ત્યાં પણ કરવાની હાલતમાં હશે એવો અર્થ છે. બકરી કાઢતાં પેસે ઊંટ. કાઢતાં એટલે કાઢવાની અંદર.

૧૯૬. તોકારાંત વર્તમાન કૃદંતના જેવું રૂપ ક્રિયાપદ તરીકે વપરાય છે, ત્યારે તેમાં વર્તમાન કાળ બિલકુલ હોતો નથી. તે ચાલુ ભૂતકાળમાં આવેછે. જેમ, પેહેલાં તો હું રોજ સવારમાં વાંચતો. કાંતો વાંચતો હતો એમાંથી હતો ઉડી ગયો ને વાંચતો વર્તમાન કૃદંતનું રૂપ એકલું રેહેવાથી ભૂત અર્થ તેમાં આવ્યો હોય, કે કાંતો એનું મૂળ વર્તમાન કૃદંતથી કેવળ જૂદુંજ હોય.

૧૯૭. ભૂતકૃદંતઃ-કર્યો, કરેલું. જેમ, મેં પાઠ કર્યો હતો; મેં પાઠ કરેલો હતો, કર્યોછે, કર્યો હશે, એમાં પણ કરવાનું કામ બની ચુક્યું એમ બોલવાનો ભાવ છે. કરેલો એ વિશેષ ભૂત છે. કેમકે, કર્યોના કરતાં એ વધારે વેહેલાંનો વખત બતાવે છે. તળ્યો લાડુ, ને તળેલો લાડુ એ બેમાં તળેલો એમાં કાળ વધારે ખુલો છે. મરતાને મારવું, મુઆને મારવું, ને મુએલાને મારવું એમાં વર્તમાન, ભૂત, અને વિશેષ ભૂતકાળ અનુક્રમે છે.

જ્યારે કર્યોના જેવાં રૂપ જા ધાતુના વર્તમાન ક્રિયાપદની સાથે આવે છે, ત્યારે એમાં ભૂતકાળનો અર્થ બિલકુલ રેહેતો નથી. તે વખતે એનો અર્થ ચાલું વર્તમાન જેવો થાય છે. જેમ, તે લખ્યો જાય છે, દોડ્યો જાય છે, પણ જો તે જા ધાતુના ભૂતકાળ સાથે આવે તો ચાલુ ભૂત અર્થ થાય. જેમ, લખ્યો ગયો. અને જા ધાતુના ભવિષ્યકાળની સાથે આવે તો ચાલુ ભવિષ્ય થાય. જેમ, તે લખ્યો જશે. જોઇએ ક્રિયાપદની પેહેલાં એ રૂપ આવે તો આજ્ઞાર્થ ભવિષ્ય કાળના રૂપની બરાબર તેનો અર્થ થાય. જેમ, કોરટે વિચાર કર્યો (કરવો) જોઇએ, બાપા પરમારથ તો કર્યું (કરવું) જોઇએ (ગુલાબ નાટક)

૧૯૮. કરી કરીને એ અવિકારી કૃદંતને ભૂતકાળ લાગેલો છે. કામ કરીને જજો એટલે કર્યા પછી જજો. 'લખી લખી

કાગળ લખવાની લેખણ ઘણું લખતાં ગઈ ઘાસી,' દલપતરામ. એમાં લખી લખીને ઘાસી એ ભૂત કૃદંત છે. લખતાં વર્તમાન કૃદંત છે. લખીને એના કરતાં લખીમાં ભૂતકાળ વખતે ઓછો જણાય છે. કેમકે, ને આવવાથી એ ક્રિયા જુદી પડ્યા જેવું થાય છે, એટલે કાળની સ્પષ્ટતા માલમ પડે છે. જેમ, લખી લાવો અને લખીને લાવો.

૧૯૯. તકારાંત કૃદંત બહુ વપરાતા નથી. જેઓ વપરાય છે તેઓ ભૂતકાળ બતાવે છે. કેમકે, ત પ્રત્યય અસલ સંસ્કૃતમાં ભૂતકૃદંતનો છે. ત લાગતાં કોઈ વખત ધાતુને છેડે ઇ વધે છે. જેમ, ગત થયો, તે મોહિત થયો. ચકિત થયો. કોપિત થાશે ગરૂડારૂઢ. ( કાવ્યદોહન ).

૨૦૦. ભવિષ્યકાળ—કરવું એ છઠી વિભક્તિ સાથે હમેશ ભવિષ્યકાળ બતાવે છે. કરવાનો છું (હવે પછી). કરવું પોતે પણ ભવિષ્ય કાળમાંજ છે. કરવું છે (હવે પછી). એની સાથે વર્તમાન ને ભવિષ્ય કાળનાં ક્રિયાપદ આવે, તો તે સ્પષ્ટ રીતે ભવિષ્યકાળમાં જણાય છે. કરવું છે, કરવું હશે (હવે પછી). કરવું હતું અહીં પાસેના ભૂતકાળની છાયા પડે છે, તથાપિ તે ભવિષ્યકાળ છે.

૨૦૧. કરનાર—કરવાનો, એ કેવળ વિશેષણ હોય ને કારક (કરવા વાળો) ના અર્થમાં હોય, તો તેને કાળ લગાડવો સંભવતો નથી. જેમ, જગતનો કરનાર કોણ? જ્યારે કૃદંત કે ક્રિયાપદને રૂપે હોય ત્યારે તેને ભવિષ્ય કાળ લાગે છે. જેમ, હું આ કામ કરનાર હતો (કરવાનો હતો).

૨૦૨. આજ્ઞાર્થ ભવિષ્યનાં એટલે કરવુંને મળતાં કૃદંત નામના વર્ગમાં આવે છે. એમને જાતિ વચનને વિભક્તિના પ્રત્યય લાગે છે. જેમ, કરવું, કરવાં, કરવાને, ઇ.

૨૦૩. વર્તમાન કૃદંત કરતો, ભૂત કર્યું. વિશેષ ભૂત કરેલું,

ચળીત, એ વિશેષણમાં વપરાય છે. જેમ દોડતી ગાડી, ગઈ તિથિ જોશી ન વાંચે. લખેલી ચોપડી, ચળીત ગ્રહ.

૨૦૪. ઈ, ઈને, તાં, પ્રત્યયવડે કૃદંત અવ્યય બનેછે. જેમ, કરી, કરીને, કરતાં. જે રૂપ તોકારાંત કૃદંતના નાન્યતર જાતિનાં બહુવચનથી થયુંછે, તે કૃદંત અવ્યય નથી. જેમ, છોકરાં ભણતાં હતાં. કેટલીક વાર તાં ને ઠેકાણે તે વપરાય છે. જેમ, ગાજતે વાજતે આવ્યો. કેટલીક વાર માં પ્રત્યય તેને લાગેછે (લખતાં લખતાંમાં) અથવા તેવા અર્થમાં તે માલમ પડેછે. જેમ, જાઓ કહેતાં જીભ ઉપડતી નથી. કહેતાં=કહેવામાં. "ભણતાં પંડિત નીપજે, લખતાં લહીઓ થાય." અહીં ભણતાં એટલે ભણવાથી, લખતાં, લખવાથી. લખતાં આવડ્યું એટલે લખવાનું આવડ્યું. આવા વિવિધ વિભક્તિના અર્થ તેમાં સમાયા છે, તથાપિ તેને બધા પ્રત્યય લાગી શકતા નથી, અને બહુધા એજ રૂપે તે વપરાય છે, માટે તેને અવ્યયમાં ગણ્યું છે.

૨૦૫. ભૂત કૃદંત નાન્યતર જાતિના બહુ વચનના રૂપમાં કોઈવાર અવ્યય રૂપે અવિકારી બની જાયછે. જેમ, તે લખ્યાં કરેછે. એજ અર્થમાં 'એ' પ્રત્યય લઈને અવિકારી રૂપ થાયછે. જેમ, બોલ્યે જા. આ રૂપ ચાલુ ક્રિયા બતાવેછે.

૨૦૬. કેટલાંક કૃદંત ક્રિયાપદને ઠામે વપરાય છે, અને ત્યારે તેમનું વ્યાકરણ ક્રિયાપદ થાયછે. જેમ, હું કામ કરતો, પેહેલાં તો બહુ બળવાન રાજા થએલા,* તેણે કામ કર્યું, તમારે તે કરવું, આપણે તે જવાના*.

*થએલા એ વિશેષ ભૂતકાળ, અને જવાના (જનારો જનાર એ નિશ્ચયાર્થ ભવિષ્યકાળ બતાવેછે.) એમનાં રૂપ કાળની યાદીમાં આપ્યાં નથી, કેમકે તેમનું વિશેષ વપરાવું કૃદંત રૂપે છે. ઘણી વાર તેમની પછી કોઈ બીજો કાળ અધ્યાહાર છે. તથાપિ જ્યાં ક્રિયાપદ રૂપે વપરાય ત્યાં તેમને ક્રિયાપદમાંજ ગણવાં. અમારા બાપદાદા ફુમનામાર્યા હિંદુસ્તાનમાં આવી વસેલા. એમાં વસેલા ક્રિયાપદ, કેમકે એના પછી કંઈ અધ્યાહાર નથી.

૨૦૭. કૃદંતો વપરાઈને એવા નબળા થયા હોય, કે તેમાં ક્રિયાનો ભાગ બિલકુલ રહ્યો નહોય, તો પછી તેમને કૃદંત કહેવાની જરૂર નથી. જેમ, બેઠક, થાંભલો, એ બેસ, થંભ ધાતુ ઉપરથી થયાછે ખરા, પરંતુ તેમાં ક્રિયાપણું બિલકુલ રહ્યું નથી.

ખરૂં જોતાં સંસ્કૃત અને તે પરથી થએલી ગુજરાતી, મરેઠી વગેરે ભાષાઓમાં (બીજા દેશોની ભાષામાં પણ) શબ્દનું નિપજવું વિશેષે કરીને ધાતુ ઉપરથી છે. ઘણીખરી જાતના શબ્દ ધાતુ ઉપરથી થયા, ને ક્રિયાપદનો ગુણ ખોઈ બેઠા; તેથી તેમને કૃદંત કે ક્રિયાપદમાં ગણ્યાને બદલે તેમને જે ખાસ ગુણ મળ્યા તેજ ગુણના તેઓ કહેવાવા લાગ્યા. નીચે દાખલા જુઓ.

(૧) ધાતુ ઉપરથી થએલાં નામ—માર, ભાર, કારજ, રહેણી, ભણતર, ઠરાવ, દળામણ, ચવેણું, ખાનપાન, મરણ, કરનાર, કીધા, ઘેરો, ચરાઈ, વણાટ, ઘાટ, ઘડો, પાડક.

(૨) ધાતુ ઉપરથી થએલાં વિશેષણ. જેમ, રખડેલ, અડીએલ, સુધરેલી (પ્રજા), કરડકણો (કુતરો), વડકારી (બઈરી) મારકણો (સાંઢ). પારદર્શક (પદાર્થ.) ઇ૦

(૩) ધાતુ ઉપરથી થયેલા અવ્યય. કરીને (તેણે કરીને), કરતાં (મારા કરતાં) લીધે, લગણ, વળી, વળતી, છો છોને.

## સહાય કારક ક્રિયાપદ.

૨૦૮. સહાયકારક ક્રિયાપદ. જ્યારે એક ક્રિયાની પછી બીજી ક્રિયા અથવા ક્રિયાઓ આવીને પેહેલી ક્રિયાના કાળમાં કે અર્થમાં ફેર કરેછે, ત્યારે પછીની ક્રિયા અથવા ક્રિયાઓ સહાયકારક (મદત કરનારી) કહેવાય છે. જેમ, લખ્યું છે, મારી પાડ્યો, જતો રહ્યો હશે. એમાં છે, પાડ્યો, ને રહ્યો હશે, એ સહાયકારક ક્રિયાપદ છે. છ, હો, નથી, જો, (જોઈએ ને જોવાના અર્થમાં), શક, જા, આવ, દે, લાગ, બેસ, રહે, લે, ચુક, નાખ, માંડ, કર, મૂક, રાખ, પડ, પાડ, વળ, વાળ

ઈ. ધાતુઓ સહાયકારક થાયછે. તેઓ પોતે મુખ્ય ક્રિયાપદ તરીકે પણ વપરાય. ફક્ત શક ધાતુ ખરો સહાય કારક છે એટલે એ ગદ્યમાં મુખ્ય ક્રિયાપદ તરીકે વપરાતો નથી.

૨૦૯. છ, ને, હો, એ કાળ બતાવવાને સહાયકારક રૂપે વપરાય છે, માટે તેમને કાળદર્શક સહાયકારક કહીએ. નથી એ છનું અકર્ણ (ઉલટું) રૂપછે. સંસ્કૃત न (નહીં)+अस्ति (છે) ઉપરથી नास्ति (છે નહીં) થયા, તેનો અપભ્રંશ નથી.

૨૧૦. જોઇએ એ અવશ્યતા અથવા ફરજ બતાવે છે. જેમ, તમારે શીખવવું જોઇએ (શીખવવું એ તમારી ફરજ છે, માટે શીખવો); જોઇએ એ મુખ્ય ક્રિયાપદ હોય ત્યારે ખપ અથવા અપેક્ષા બતાવેછે. જેમ, મારે લાકુ જોઇએ. પછી સહાય કારકમાં અર્થ વધ્યો ને તે જરૂરીઆત અથવા ફરજ બતાવવા લાગ્યો. જોઇએ એ જોવાના અર્થનાં ફરજ બતાવતો નથી. જેમ, અમે તેને અજમાવી જોઇએ.

જોઇએ ના ધાતુ વિષે મતભેદ છે. આ વ્યાકરણમાં એનો ધાતુ જો ગણેલછે.

૨૧૧. શક ધાતુ કરનારની શક્તિ અથવા કામનું શકય-થઇ શકવા પણું બતાવે છે. જેમ, હું કરી શકીશ, એ કામ થઇ શકશે.

જા, આવ, વગેરે બીજા ધાતુઓ જ્યારે સહાય કારક રૂપે વપરાય છે. ત્યારે તેમનો મૂળનો અર્થ થોડો કે ઘ-ણો તેઓ રાખેછે. જેમ, બોલી જા. એમાં જા એટલે કોઈ ઠેકાણે જવાનું નથી; પણ બોલવામાં જા-ગતિમાન થા એવો અર્થ છે. લખી આવ, એમાં આવનો અર્થ સ્પષ્ટ વધારે છે. લખીને પાછો આવ. લખી ચુક્યો, અહીં ચુકવું એટલે ભુલવું નહીં, પણ જે ચુકવાનો માયનો પતાવવું થાયછે (પ-ગાર ચુકવ્યો) તે અર્થ એમાંછે. લખી નાખો, અહીં ના-ખવાનો અર્થ ફેંકવું નથી; તોપણ ફેંકવાને સારૂ આપણે તૈયાર કર્યા પછીજ શક્તિમાન થઇએ, માટે જલદી તે કામ

કરીને હાથમાંથી હેઠળ મુકી-નાખીને નવરા થાઓ, એવો અર્થ તેમાં છે.

## સંયુક્ત ક્રિયાપદ.

૨૧૨. કૃદંત અને સહાયકારક ક્રિયાપદોના મેળાપથી સંયુક્ત (બે અથવા વધારે ભેગાં) ક્રિયાપદ બનેછે. જેમ કર્યું છે. લખી નાખ.

૨૧૩. જ્યારે સહાયકારક ક્રિયાપદ કાળદર્શક હોય, ત્યારે કૃદંતનો કાળ અને સહાયકારકનો કાળ મળીને એક કરતાં વધારે કાળનો ભાવ ઉત્પન્ન થાય છે. જેમ, કર્યું હતું એમાં બેવડો ભૂતકાળ છે. આવાં રૂપને મિશ્ર કાળનાં રૂપ કહીએ, કાળ દર્શક સહાયકારકના સંયોગથી નીચેના મિશ્ર કાળ બનેછે.

### વર્ત્તમાન.

કર્યું છે. ભૂત વર્ત્તમાન.
કર્યું હોય. ભૂત અનિયમિત વર્ત્તમાન.
કર્યું હોયછે. ભૂત દ્વિત્વ* વર્ત્તમાન.
કરેલું છે. વિશેષ ભૂત વર્ત્તમાન.
કરેલું હોય. વિશેષ ભૂત અનિયમિત વર્ત્તમાન.
કરેલું હોયછે. વિશેષ ભૂત દ્વિત્વ વર્ત્તમાન.
કરતો હોય. ચાલુ અનિયમિત વર્ત્તમાન.
કરતો હોયછે. ચાલુ દ્વિત્વ વર્ત્તમાન.
કરવું છે. ભવિષ્ય વર્ત્તમાન.
કરવું હોય. ભવિષ્ય અનિયમિત વર્ત્તમાન.
કરવું હોયછે. ભવિષ્ય દ્વિત્વ વર્ત્તમાન.
કરનાર-કરવાનો છે. નિશ્ચયાર્થ ભવિષ્ય વર્ત્તમાન.
,, હોય. નિશ્ચયાર્થ ભ. અનિયમિત વ.
,, હોયછે. નિશ્ચયાર્થ ભ. દ્વિત્વ વર્ત્તમાન.

* દ્વિત્વ એટલે બેવડો. હોયછે માં મુળ હોય વર્ત્તમાન છે, અને છે એ સહાયકારક વર્ત્તમાનનું રૂપ તેમાં ભળ્યું છે.

### ભૂતકાળ.

કર્યું હતું. ભૂત ભૂત (દ્વિત્વ ભૂત).

કર્યું હોત. ભૂત સંકેત ભૂત.

કરેલું હતું. વિશિષ્ય ભૂત ભૂત.

કરેલું હોત. વિશિષ્ય ભૂત સંકેત ભૂત.

કરતો હતો. વર્તમાન ભૂત.

કરતો હોત. વર્તમાન સંકેત ભૂત.

કરવું હતું. ભવિષ્યભૂત.

કરવું હોત. ભવિષ્ય સંકેત ભૂત.

કરનાર–કરવાનો હતો. નિશ્ચયાર્થ ભવિષ્ય ભૂત.

,, હોત. નિશ્ચયાર્થ ભવિષ્ય સંકેત ભૂત.

### ભવિષ્ય કાળ.

કરતો હશે. વર્તમાન ભવિષ્ય.

કર્યું હશે. ભૂત ભવિષ્ય.

કરેલું હશે. વિશિષ્ય ભૂત ભવિષ્ય.

કરવું હશે. ભવિષ્ય ભવિષ્ય. (દ્વિત્વ ભવિષ્ય)

કરનાર–કરવાનો હશે. નિશ્ચયાર્થ ભવિષ્ય ભવિષ્ય.

આ રીતે મિશ્રકાળનાં રૂપ ૨૯ થાયછે. એટલા બધા કાળને જુદાં જુદાં નામ આપવાથી ગુંચવણ અને કઠિણતા વધે, માટે સાદા અને કૃદંતના કાળના નામ ઊપરથી તેમનાં નામ આપ્યાંછે; એટલે તે રૂપ જોતાં વારનેજ આવડી શકે એવાંછે. સાદાકાળ સાત, વિશિષ્ય ભૂત અને નિશ્ચયાર્થ ભવિષ્ય, ક્રિયાપદ રૂપે હોય તો એ તે, અને ૨૯ મિશ્રકાળ, મળીને એકંદર ૩૮ કાળનાં રૂપ આપણી ભાષામાં થાયછે.

કર્યુંછે, કરેલું છે. કર્યું ને કરેલું એ કૃદંતોમાં જે ફેર (ક૦ ૧૯૭) બતાવ્યોછે, તેજ આમાં પણ જણાયછે. મ કામ કર્યુંછે, એટલે ક્રિયા પૂર્ણ થઈ છે. પણ મ કામ કરેલું છે, એટલે કરેલું કામ મારી પાસે છે. એમાં ક્રિયા બની

ભૂતકાળમાં, અને તેનું ફળ કહેતી વખત હાજર છે એવો અર્થ છે.

૨૧૪. કરવું છે, કરનાર-કરવાનો છે, એમાં ક્રિયા હવે પછી થવાની, પણ કરનારે ઇરાદો અથવા તે કરવા સારૂ નિર્માણ કરી મુક્યું છે.

૨૧૫. કર્યું હોય, કરેલું હોય, કરતો હોય, કરવું હોય, કર-નાર—કરવાનો હોય, એમાં હોયની અંદર સંશયાર્થ અથવા સંકેતાર્થ રહેલો છે, માટે, તે અર્થ જોવામાં આવે છે. કામ થયું કે નહીં, કરેછે કે નહીં, અથવા કરશે કે નહીં, તેની ખાતરી નથી.

૨૧૬. હોયછે એમાં હોવાપણું ને છે એ બંને મળેલાં છે, માટે તે જે રૂપોમાં ભળેલો છે તેમાં એ બંને અર્થ સમાયા છે

૨૧૭. કર્યું હતું, કરેલું હતું. એમાં, કર્યું ને કરેલું માં જે તફાવત છે, તેજ તફાવતછે. એક ક્રિયા કહેવાની પેહેલાં બીજી ક્રિયા કરેલી બતાવવી હોય તો આ રૂપ વપરાય. જેમ, ઔરંગજેબે પોતાના મનમાં આગળથીજ ઠરાવ કર્યો હતો, કે મારે ગમે તે રીતે રાજ મેળવવું. તમે આવ્યા તે પેહેલાં મેં લખ્યું હતું, પણ અક્ષર સારા ન લાગ્યાથી તે ફાડીનાખ્યું.

૨૧૮. કરતો હતો. એમાં ભૂતકાળની ચાલુ ક્રિયા રહેલીછે. હું ત્યાં ગયો ત્યારે તે લખતો હતો. તે આવ્યો ત્યારે તમે શું કરતા હતા? કેટલીક વાર એને એકલા ચાલુ ભૂતને ઠેકાણે વાપરે છે. જેમ, અકબર હિંદુ મુસલમાનને સરખા ગણતો હતો (ગણતો).

૨૧૯. કરવું હતું, કરનાર,-કરવાનો હતો, એમાં ક્રિયા બ-નીજ નથી હોતી. મુળે ઇરાદો કરેલો કે હવે પછી મારે કરવું; પણ તે કહેતા લગી બન્યું નહીં, એવો અર્થ તેથી જણાયછે. કરવું હતું, એમાં ઇરાદા શિવાય ફરજનો અર્થ પણ આવેછે.

જેમ, તારે આ કરવું હતું. એટલે કરવું જોઈતું હતું.

૨૨૦. જે રૂપોમાં હોત ભળેલોછે, તેમાં સંશય અથવા સંકેતાર્થ રહેલોછે. કરચું હોત, કરેલું હોત, કરતો હોત, કરવું હોત, કરનાર-કરવાનો હોત, એ સરત બતાવનાર વાક્યમાં વપરાય છે. જેમ, જો તું ગયો હોત, તો હું પણ જાત. મેહેતાજી આવ્યા તે વખત તું જો વાંચતો હોત, તો તે તારા ઉપર ખુશી થાત.

૨૨૧. ભવિષ્યકાળનાં મિશ્રરૂપ ફક્ત હશે ઉમેરવાથી થાય છે. કરચું હશે, કરેલું હશે, કરતો હશે, એમાં કહેનારને કામ બન્યાની કંઈક ખાત્રીછે, પણ તે ધારીને-અટકળ બાંધીને કહેછે. જેમ, મેં જાણ્યું કે તમે કર્યું હશે. તપાસ કરો તે ઘરમાં સુતેલો હશે. કાલે અત્યારે હું રસ્તામાં ચાલતો હઈશ. વર્ત્તમાન ચાલુ ક્રિયા વિષે ખાતરી ન હોય, તો ત્યાં પણ વર્ત્તમાન ભવિષ્યનું રૂપ વપરાયછે. જેમ, હમણાં તે લખતો હશે. પેલો છોકરો શું કરેછે ? તે વાંચતો હશે. કરવું હશે કરનાર-કરવાનો હશે, એમાં બંને ભવિષ્યકાળ હોવાથી ખાતરી ઘટેછે ને અટકળ વધેછે. જેમ, હજી કોઈ આવનાર હશે.

૨૨૨. જ્યારે બે ક્રિયાપદ સાથે આવીને એક સંયુક્ત ક્રિયા બને, ત્યારે કાળનો ફેરફાર છેલા સહાયકારકને થાયછે, અને પેહેલાં ક્રિયાપદ કૃદંત રૂપે રહેછે. જેમ, કરચુંછે, કરચું હતું, કર્યું હશે, કરી રહેછે, કરી રહ્યો, કરી રહેશે. કાળ દર્શક સહાયકારકની પેહેલાં વર્તમાન, ભૂત ને ભવિષ્ય, કૃદંતો વપરાય છે. છ ધાતુ વર્ત્તમાનકાળ (અનિયમિત વર્ત્તમાનના રૂપ સાથે) અને કર્યું, કરેલું, કરવું, કરનાર, કરવાનો સાથે વપરાયછે. ફક્ત કરતોની સાથે વપરાતું નથી. હો ધાતુ (હતો ને હશે બંને રૂપ ) વર્ત્તમાનકાળ શિવાય ઉપર જણાવેલાં બધાં કૃદંત સાથે આવેછે. જ્યાં હો વપરાઈ શકે ત્યાં નથી

પણ વપરાઈ શકે. કાળદર્શક સહાયકારક કૃદંત અવ્યય સાથે વપરાય નહીં.

૨૨૩. બીજાં સહાયકારક બહુધા નીચેનાં કૃદંત સાથે આવે છે.

(૧). જોઇએ (ફરજ) આજ્ઞાર્થ ભવિષ્યના અર્થમાં વપરાતા રૂપ સાથે. જેમ, કરવું જોઇએ, લખ્યું જોઇએ, જોઇએ (જોવાના અર્થમાં) કરી જેવાં કૃદંત અવ્યય સાથે આવે છે. જેમ, બોલી જોઈએ, ચાખી જોઈએ.

બોલો જોઈએ, કરો જોઇએ, એવાં રૂપ વપરાયછે, પણ તેમાં બોલો અને કરો એ ક્રિયાપદ છે. અને જોઇએ એ પણ જુદું ક્રિયાપદ છે. તેમના કર્ત્તા જુદા જુદા છે.

(૨) શક, લે, ચુક, મૂળ, રાખ, નાખ, પાડ, વળ, વાળ એ ફકત અવ્યય કૃદંત (કરી) ની સાથે આવેછે. જેમ, કરી શક્યો, લખી રહ્યો, બોલી લે, થઈ ચુક્યું, કરી મુક, લઈ રાખ, પાડી નાખ, મારી પાડ, કરીવળ્યો, માંડી વાળ્યું.

(૩) જા, આવ, રહે એ કરી, કરતો, ને કર્યું, ને મળનાં રૂપ સાથે આવેછે. કર્યા જા, કરતો જા, લખી જા, દોડ્યો આવ, કરતો આવ, લઇ આવ, અડ્યો રહે, બોલતી રહે, કરી રહે.

(૪) લાગ, બેસ, પડ, દે એ કરી ને કોઇ વાર કરવું, જેવા રૂપ સાથે આવેછે. જેમ થઇ લાગ્યો, જઇ બેઠો, જઇ પડ્યો, કરીદે, જવા લાગ્યો, જવા બેઠો, કરવા દે.

(૫) માંડ–કરવુંની સાથે આવે. કરવા માંડ. લેવા માંડ્યું. કર–એ ફકત ભૂતકૃદંતના રૂપ કર્યા, કર્યાં, કે કર્યે, ના જેવા રૂપની સાથેજ આવેછે. જેમ, બોલ્યા કરેછે, લખ્યે કર.

૨૨૪. કરવું જેવા રૂપની પછી, જોઇએ, પડવું, આવેછે, ત્યારે તેમાં જાતિ વચનનો ફેરફાર થાય છે; પણ લાગ બેસ, દે, માંડ, આવે તો તે હમેશ આકારાંત રહેછે. જેમ બોલવું

જોઇએ, બોલવું પડ્યું, બોલવા લાગી ઇ૦

૨૨૫. સહાયકારક ક્રિયાપદો સઘળાં કંઈ બધા ધાતુની પછી આવે એમ ન સમજવું. ગોખી રાખ કહેવાય, પણ સુઇ રાખ ન કહેવાય; કરી નાખ કહેવાય, પણ પડી નાખ ન કહેવાય.

૨૨૬. શક્ય ભેદમાં અને પ્રયોજ્યમાં કોઈવાર આખું સંયુક્ત ક્રિયાપદ, કોઈવાર એકલું મુખ્ય ક્રિયાપદ, ને કોઈવાર એકલું સહાયકારકજ ફરે છે. જેમ, આ કામ મારાથી કરાઇ જવાયું, ( બંને ફર્યાં ). લખાઈ ગયું, (મુખ્ય ક્રિયા ફરી). વાંચી જવાય, ( સહાય કારક ફરેલું ). આટલું કઢાવી નંખાવો, ( પ્રયોજ્યમાં બંને ફર્યા ). કઢાવી નાખો (એકલી મુખ્ય ક્રિયા), કાઢી નંખાવો ( સહાય ક્રિયા ). દ્વિત્વ પ્રયોજ્ય બંનેને લગાડતાં લાંબું થઈ જાય માટે બેમાંથી એકનેજ લાગે, ને બીજી ક્રિયા મૂળ ભેદ કે પ્રયોજ્યમાં રહે. જેમ, કાઢી નંખાવરાવો, કઢાવી નંખાવરાવો, કઢાવરાવી નાખ્યું, કઢાવરાવી નંખાવ્યું.

સંયુક્ત ક્રિયાપદો બે કરતાં વધારે ક્રિયાથી પણ બને છે. જેમ, તે લખી ચુક્યો હશે. તમારે બેસી રહેવું જોઇતુ હતું. ચાર કરતાં વધારે ક્રિયાથી સંયુક્ત ક્રિયાપદ બનતાં નથી. સંયુક્ત ક્રિયાપદમાં પેહેલી ક્રિયાને મુખ્ય ક્રિયા, અને બાકીની ને સહાય ક્રિયા કહેવી. પેહેલા દાખલામાં ચુક્યો, હશે એ બે, અને બીજામાં રહેવું, જોઈતું, હતું એ ત્રણ સહાય ક્રિયા, અને લખી તથા બેસી એ મુખ્ય ક્રિયા છે.

સંયુક્ત ક્રિયાપદમાં છેલી શિવાય બધી ક્રિયાઓ કૃદંત રૂપે હોય છે. માટે જો સંયુક્ત ક્રિયાપદને તોડીને પ્રથક્ પ્રથક્ શબ્દનું વ્યાકરણ કરાવીએ, તો છેલીને ક્રિયાપદ ગણી તે પેહેલાંની ક્રિયા અથવા ક્રિયાઓને કૃદંત કહીએ. જેમ બેસી રહેવું જોઇતુ હતું. એમાં બેસી, રહેવું, ને જોઇતુ એ કૃદંત ને હતું એ ક્રિયાપદ છે. જે છોકરા ક્રિયાપદ વિષે

ઘણું શીખ્યા નથી, ફક્ત કૃદંત, ક્રિયાપદ, નામ, આદિ ઓ-પડીમાંથી ઓળખીજ શકે છે, તેમની પાસે એમ કહેવડાવવું. પણ સંપૂર્ણ પદચ્છેદ કરતાં તો સંયુક્ત ક્રિયાપદ કહેવું. સંયુ-ક્ત ક્રિયાપદમાં પદચ્છેદ કરતાં પહેલી એટલે મુખ્ય ક્રિયાનોજ ધાતુ કહેવો. અથવા જેટલાં ક્રિયાપદથી તે સંયુક્ત ક્રિયાપદ-થયું હોય, તે બધાના ધાતુ બતાવીએ તો પણ હરકત નહીં. સંયુક્ત ક્રિયા કાળદર્શક સહાયકારકથી થઈ હોય, ત્યારે એક લો મુખ્ય ક્રિયાના ધાતુ આપવો એ સારૂં છે.

## જાતિ, વચન, ને પુરૂષ.

૨૨૭. ક્રિયાપદને જાતિ, વચન, ને પુરૂષ લાગેછે. જેમ, ગયો નરજાતિ, ગઈ નારી જાતિ, ને ગયું નાન્યતર જાતિ. ગયો એક વચન ને ગયાં બહુ વચન. કરૂંછું (હું) ૧ લો પુરૂષ, કરોછો (તમે) બીજો, કરે છે (તે) ત્રીજો પુરૂષ.

ભૂત, વિશેષ ભૂત, ચાલુ ભૂત, આજ્ઞાર્થ ભવિષ્ય, નિશ્ચ-યાર્થ ભવિષ્ય કરનારો, કરવાનો, અને એમનાથી થતાં મિશ્ર રૂપને જાતિ લાગે છે. જેમ કરચો-કરી કરચું, કરેલો-લી-લું, કરતો-તી-તું, કરવો-વી-વું, કરનારો-રી-રૂ, કરવાનો-ની-નું, કર્યા છે, કરી છે, કરચું હશે, ઇ૦. બીજા કાળોમાં જાતિ દર્શક પ્રત્યયો લાગતા નથી, એટલે તેઓની જાતિ ઓળખાઈ આવતી નથી. જેમ, છોકરો જાય છે, છોકરી જાય છે. છોકરા જાય છે. જેમને જાતિ દર્શક પ્રત્યય લાગે છે તેમને પુરૂષ દર્શક પ્રત્યય લાગતા નથી, એટલે ત્રણે પુરૂષમાં તેમનું રૂપ એક સરખું રહે છે. જેમ, હું ગયો, તું ગયો, તે ગયો. ફક્ત નિશ્ચયાર્થ ભવિષ્ય કે વર્તમાન કૃદંત પછી વર્તમાન ને ભવિષ્ય કાળ આવેછે, ત્યારે જાતિ ને પુરૂષ બંને તે સંયુક્ત ક્રિયાપદમાં જણાય છે. જેમ, હું કામ કરવાનો છું, તમે કામ કરવાના છો, તે સ્ત્રી કામ કરવાની છે. હું કામ કરતો હોઊંછું, તમે કામ કરતા હશો, તે સ્ત્રી કામ કરતી હશે. સંકેત ભૂત અને નિ-શ્ચયાર્થ ભવિષ્ય (કરનાર) નાં રૂપ અવિકારી છે; એટલે તે-મનાં જાતિ, પુરૂષ, ને વચનમાં એકજ રૂપ રહેછે.

## ક્રિયાનાથ.

૨૨૮, ક્રિયાપદને જાતિ વચન ને પુરૂષ જેના પ્રમાણે લાગે

છે, તેને ક્રિયાનાથ ( ક્રિયાનો ધણી, તેને ફેરવનાર ) કહે છે. જેમ, રાજા આવ્યો, રાજાએ હરણ માર્યું. અહીં આવ્યો એને જાતિ વચન રાજાનું છે, માટે રાજા ક્રિયાનાથ, અને માર્યું એને હરણ પ્રમાણે જાતિ વચન લાગે છે, માટે ત્યાં ક્રિયાનાથ હરણ છે.

૨૨૯. ક્રિયાનાથ કર્તા હોય ને કર્મ પણ હોય, તે ઉપરના બે દાખલાથી જણાશે. અકર્મક ક્રિયાપદમાં કેટલીક વાર કર્તા પ્રમાણે ક્રિયાપદનું રૂપ નહીં ફરતાં હમેશ એકજ જાતનું રહે છે. જેમ રાજાએ જવું, રાણીએ આવવું. આવે વખતે કર્તાને ક્રિયાનાથ કહેવાય નહીં, માટે ક્રિયાનાથ ક્રિયાનો ભાવ છે, એમ કહેવાય છે.

## પ્રયોગ.

૨૩૦. ક્રિયાનાથ ઊપરથી ક્રિયાપદના પ્રયોગ નકી થાયછે. પ્રયોગ ત્રણ છેઃ કર્તરી, કર્મણી, ને ભાવે.

૨૩૧. જ્યારે ક્રિયાનાથ કર્તા હોય, એટલે ક્રિયાપદને જાતિ વચન ને પુરૂષ કર્તા પ્રમાણે લાગે, ત્યારે ક્રિયાપદ કર્તરી પ્રયોગનું કહેવાય છે. જેમ, રાજા નાઠો, લશ્કર નાઠું, શત્રુની ફોજ પાછળ દોડી. એમાં નાઠો, નાઠું, ને દોડીનો પ્રયોગ કર્તરીછે.

૨૩૨. જો ક્રિયાનાથ કર્મ હોય, એટલે ક્રિયાપદને જાતિ, વચન, ને પુરૂષ કર્મ પ્રમાણે લાગે, તો ક્રિયાપદ કર્મણી પ્રયોગનું કહેવાય છે. રાજાએ વાઘ માર્યા, રાજાએ દાન આપ્યું, છોકરાએ ચોપડી વાંચી. એમાં ક્રિયાપદો કર્મ પ્રમાણે ફરેછે, માટે તે કર્મણી છે.

૨૩૩. જ્યારે કર્તા કે કર્મ બંનેમાંથી એકે ક્રિયાનાથ ન જણાય, અને ક્રિયાપદ સદા સર્વત્ર ત્રીજા પુરૂષ નાન્યતર જાતિના એક વચનમાંજ રહે, ત્યારે તેને ભાવે પ્રયોગનું ક્રિયાપદ

કહે છે. કેમકે, ત્યાં ક્રિયાનાથ ક્રિયાનો ભાવ છે. જેમ, રાજાએ જવું, રાજાથી જવાયું, મારાથી તે છોકરાને અડાયું.

જો કર્તા પેહેલી વિભક્તિમાં હોય તો ક્રિયાપદ હમેશ કર્તરી પ્રયોગનું થાય. જેમ, રાજા છે, રાજા જાય, છોકરો ચોપડી લખે છે, છોકરો વિદ્યા ભણ્યો, તે અંગ્રેજી ભણશે.

જો સકર્મક ધાતુનો કર્તા ત્રિજી વિભક્તિમાં આવે તો કર્મણી પ્રયોગ થાય. તેણે પુસ્તક લખ્યું, છોકરીએ પાઠ વાંચ્યો, રાજાએ દાન આપવું.

અકર્મક ક્રિયાપદનો કર્તા ત્રીજી કે પાંચમી (શક્ય ભેદમાં) વિભક્તિમાં હોય તો ભાવે પ્રયોગ થાય. જેમ, મોદુદે ત્યાં જવું, મારાથી અવાયું.

અકર્મક ક્રિયાપદ કર્તરી કે ભાવે હોય. જેમ, હું આવ્યો, મારે આવવું. સકર્મક ક્રિયાપદ કર્તરી કે કર્મણી હોય. તે ભાવે ક્વચિતજ થાય છે. જેમ, હું ચોપડી વાંચું છું, મેં ચોપડી વાંચી, હું માંદો હતો પણ તેણે મને મટાડ્યું.

કર્મણી પ્રયોગમાં સકર્મક ધાતુના ભૂતકાળ, વિશેષ ભૂતકાળ, ને આજ્ઞાર્થ ભવિષ્યકાળનાં, અને તેઓથી થતાં મિશ્ર કાળોનાંજ ક્રિયાપદો આવે છે. જેમ, કામ કર્યું-કર્યું છે; આ કામ તેણે કરેલું-કરેલું હતું; આ કામ તારે કરવું-કરવું* છે. સકર્મક છતાં ભૂત ને વિશેષ ભૂતમાં નીચેના ધાતુ કર્તરી થાય છે:—ભણ, શીખ, સમજ, બોલ, લાવ, વળગ, અડ, અડક, ચુક, પામ, વદ, બબડ, મળ. જેમ, છોકરો વિદ્યા

---

*આજ્ઞાર્થ ભવિષ્ય કૃદંતથી થતાં મિશ્ર રૂપમાં બોલવાની રૂઢી એવી પડી ગઈ છે, કે કર્તાને બીજી વિભક્તિ લગાડીએ છીએ. જેમ, તેને કરવું છે-હશે, કરવું હતું. એમાં કર્તાને બીજી ને ત્રીજી બંને કંઇ ભિન્ન અર્થે વપરાય છે. બીજી ઇરાદો કે જરૂર બતાવે ત્યાં, ને ત્રીજી ફરજ બતાવે ત્યાં મુકાય છે. જેમ, તેને ખાવું હતું પણ તેની મા ઘરમાં નહોતી. તેણે કામ કરવું (કરવું જોઇતું) હતું. જ્યાં કર્તા બીજી વિભક્તિમાં હોય ત્યાં પણ ક્રિયાપદનું કરવું કર્મ ઉપર જ આધાર રાખે છે, માટે પ્રયોગ કર્મણી કહેવામાં બાધ નથી. અને બીજી વિભક્તિનું રૂપ ત્રીજીને અર્થે સમજવું.

ભણ્યો, આ નદી રણને મળેલીછે.* આ અપવાદ પ્રેરક ભેદમાં કે તેવા રૂપમાં નડતો નથી. જેમ, મે તને પાઠ શિખવ્યો. તેણે મને વિદ્યા ભણાવી. ભાવે પ્રયોગમાં, અકર્મક મૂળભેદ નિશ્ચયાર્થ ભવિષ્ય, ને શક્ય ભેદ ગમે તે કાળ, (એમનો મિશ્રકાળ પણ) આવેછે. જેમ, મારે જવું, મારાથી જવાય છે, મારે જવુંછે-હતું-હશે. જવાયુંછે-હતું-હશે.

૨૩૪. કેટલાંક ક્રિયાપદ એવાં છે કે તે કોઇ વાર કર્ત્તરી ને કોઈ વાર કર્મણી થાય. એમને ઉભયવિધ ક્રિયાપદ કહેછે. જેમ, તે છોકરીને વીછી કરડ્યો (કર્ત્તરી). ઊંદરે પાઘડી કરડી (કર્મણી). બીજાં ઉદાહરણ ભણવું, આચરવું, વદવું વગેરે.

## ક્રિયાપદનાં રૂપાખ્યાન

૨૩૫. ધાતુને ભેદ, કાળ, પુરૂષ, જાતિ ના પ્રત્યય લગાડવાથી તેનાં જુદાં જુદાં રૂપ થાય છે, તેને રૂપાખ્યાન કહે છે.

૨૩૬. રૂપ આપતા પેહેલાં કાળના પ્રત્યય કેવા થાયછે, તે બતાવીએ, એટલે એ પ્રત્યયો ધાતુને જોડ્યાથી કાંઈ પણ ક્રિયાપદનું રૂપાખ્યાન આપતાં આવડશે.

### વર્ત્તમાન કાળ.

| | એકવચન | બહુવચન. |
|---|---|---|
| પેહેલો પુરૂષ. | હુંછું,† હુંછઉં. | હએછીએ, હએછેએ. |

*વિશેષ ભૂતમાં કૃદંત વિશેષણપણાનો ગુણ વધારે હોવાથી, તે જ્યારે બોલવામાં તેમ વપરાય છે, ત્યારે મિશ્ર ક્રિયામાંથી તે છુટું પડ્યા જેવું થઇને મિશ્ર ક્રિયાને કર્મણી પ્રયોગમાંથી બાતલ કરેછે. આ કામ તેણે કરેલુંછે-હતું-હશે એમ બોલીએ તો કર્મણી, પણ આ કામ તેનું કરેલુંછે-હતુ હશે-એમ બોલીએ તો પ્રયોગ કર્તરી થાય; કેમકે ત્યાં ક્રિયાપદ એકલું છે-હતું-હશે રેહે છે, અને તેનો ક્રિયાનાથ ને કર્ત્તા કામ થાયછે.

†કાળના ખરા પ્રત્યય છું, છે રે વ હોવા જોઈએ,

| | | |
|---|---|---|
| બીજો પુરૂષ. | એછે, ઉછું, ઉછઉં. | ઓછો. |
| ત્રીજો પુરુષ. | એછે. | એછે. |

### અનીયમિત વર્તમાન કાળ.

| | એકવચન. | બહુવચન. |
|---|---|---|
| પે. પુ. | ઉં. | ઇએ. |
| બી. પુ. | એ. ઉં, પ્રત્યય રહિત. | ઓ. |
| ત્રી. પુ. | એ. | એ. |

### ભૂતકાળના પ્રત્યય.

| | એકવચન. | બહુવચન. |
|---|---|---|
| નરજાતિ. | યો. | યા. |
| નારીજાતિ. | ઇ. | ઈ, ઇઓ. |
| નાન્યતરજાતિ. | યું. | યાં. |

### ચાલુ ભૂતના પ્રત્યય.

| | એકવચન. | બહુવચન. |
|---|---|---|
| નરજાતિ. | તો. | તા. |
| નારીજાતિ. | તી. | તી, તીઓ. |
| નાન્યતરજાતિ. | તું. | તાં. |

સંકેત ભૂતમાં બધે ઠેકાણે ધાતુને ત લાગેછે.

### ભવિષ્ય કાળના પ્રત્ય.

| | એકવચન. | બહુવચન. |
|---|---|---|
| પે. પુ. | ઇશ. | ઇશું. |
| બી. પુ. | ઇશ, શે. | શો. |
| ત્રી. પુ. | શે. | શે. |

ઉછું, એછે નહીં. ઉ, એ અંદર વિકારથી દાખલ થાય છે, પણ વિકારને પ્રત્યય બંને જુદા જણાવવા કરતાં તેમને મણ પ્રત્યય સાથે તાણી લીધાછે. કેમકે એવા પ્રત્યય સાથે એજ જાતના વિકાર હમેશ થાયછે.

## આજ્ઞાર્થ ભવિષ્યથ.

| | એકવચન. | બહુવચન. |
|---|---|---|
| નરજાતિ | વો. | વા. |
| નારીજાતિ. | વી. | વી, વીઓ, |
| નાન્યતરજાતિ. | વું. | વાં. |

૨૩૭. આજ્ઞાર્થમાં ફક્ત ભવિષ્ય કાળની અંદર હુકમ કરે તો બીજા પુરૂષ એક વચનમાં શે ને બદલે જે, અને બહુ વચનમાં શો ને બદલે જો પ્રત્યય થાયછે, બીજા અર્થો ને માટે નોખા પ્રત્યય નથી.

૨૩૮. ઊપરના પ્રત્યય લગાડતાં ધાતુઓમાં નીચે પ્રમાણે ફેરફાર થાયછે.

(૧) અકારાંત ધાતુ હોય તો તેનો અ જઇને પ્રત્યયનો આદિસ્વર તેમાં ભળી જાયછે. જેમ, કર+ઉધું=કરૂધું. બોલ +એછે=બોલેછે. પ્રત્યયમાં પહેલો સ્વર ન હોય તો ધાતુમાંનો અ કાયમ રહેછે. જેમ, કર+શો=કરશો.

(૨) આકારાંત ધાતુ હોય તો, પ્રત્યયના આદીસ્વર એ નો ય થઈ જાયછે. જેમ ખા+એછે=ખાયછે. થા+એ=થાય. બોલા+એછે=બોલાયછે. ઇ૦. કેટલાક ખાએછે, થાએ એમ પણ લખેછે. કેટલેક ઠેકાણે આકારાંત ધાતુમાં આનો અ થયા પછી પ્રત્યય લાગેછે. જેમ, જા+શે=જશે, જા+તો=જતો, જા+ઇએ=જઇએ. તેમજ થા ઉપરથી થઇએ, થશે, થતો. પણ અભડા, કમા, બોલા, ઇ૦ માં આજ રહેછે. જેમ, અભડાશે, કમાતો, બોલાયું, ઇ૦

(૩) ઇકારાંત ધાતુઓમાં પ્રત્યયની આદિ ઇ અને ધાતુના છેડાની ઇ મળીને એકજ ઇ થાયછે. બીજા પ્રત્યય ધાતુની આગળ વગર વિકારે આવેછે. જેમ પી+ઇએ= પીએ. પી+ઉધું=પીઉધું.

(૪) એકારાંત ધાતુઓમાં છેડાનો એ, અને પ્રત્યયનો આદિ એ મળીને એકજ એ થાયછે. જેમ, લે+એછે=લેછે. પ્રત્યયનો આદિસ્વર ઈ કે ઉ હોય તો ધાતુના છેડાનો એ રહેછે, અથવા એનો અ થાયછે. જેમ, લેઈશું કે લઈશું. દેઉછું અથવા દઉછું, ઈ૦ પ્રત્યયમાં ઓ હોય તો તેનો યો થઈ જાયછે, અને ધાતુનો એકાર ઉડી જઈ તેમાં એ યો મળી જાયછે. જેમ, લે+ઓ=લ્યો, દે+ઓછો=દ્યોછો. કેટલાક ઓનેજ ધાતુમાં મેળવીને લોછો, લો, દો, એમ પણ બોલેછે. બીજા પ્રત્યયો લગાડતાં ધાતુમાં વિકાર થતો નથી. જેમ, દેશે, લેનો, લેત, દેવું, ઈ૦.

(૫) ઓકારાંત ધાતુમાં પ્રત્યયનો પહેલો અક્ષર એ કે ઓ આવે તો ધાતુનો ઓ બદલાઈને ઉ થાયછે. જેમ જો+એછે=જુએછે. જો+ઓછો=જુઓછો. કોઈ પ્રત્યયના એ અને ઓ નો વે અને વો કરીને બોલેછે. જેમ, જુવેછે, જુવોછો. કોઈ એનો ય કરીને ધાતુને ઓકારાંતજ રહેવા દેછે. જેમ, જો+એછે=જોયછે. હો+એ=હોય.

(૬) જે ધાતુને છેડે હ બોલાય છે તેમને લખતાં તથા તે કેવા છેડાના છે, તે સિદ્ધ કરતાં હમેશાં મત ભેદ રહે છે. જેમ, નહાએ છે, ન્હાય છે, નહાય છે, નાય છે; કહોએછે, કહોયછે, ક્હોયછે, કાંયછે, એવાં ભિન્ન ભિન્ન રૂપ લખવામાં આવેછે.

૨૩૯. ભૂતકાળ અને વિશેષ ભૂતકાળના પ્રત્યયો લાગતાં ધાતુનો અંત્યસ્વર જતો રહેછે. જેમ, બોલ+યો=બોલ્યો, કહે+યું=કહ્યું. જો સ્વર જતો ન રહે તો નીચે પ્રમાણે તેમનાં જુદાં જુદાં રૂપ થાયછે.

(૧) કેટલાક સકારાંત ધાતુના સનો ઠ થઈ જાય છે; અને પછી તેને જાતિ દર્શક તથા વિશેષ ભૂતના પ્રત્યય લાગેછે.

| ધાતુ | ભૂતકાળ તથા ભૂતકૃદંત. | વિશેષભૂત. |
|---|---|---|
| પેસ | પેઠો, પેઠા. ઇ૦ | પેઠેલો, પેઠેલા. ઇ૦ |
| બેસ | બેઠો, ઇ૦ | બેઠેલો, ઇ૦ |
| નાસ | નાઠો, ઇ૦ | નાઠેલો, ઇ૦ |
| દીસ | દીઠો, ઇ૦ | દીઠેલો, ઇ૦ |

દેખ ઉપરથી દીઠો, ઇ. રૂપ થયાં નથી, પણ મૂળ દૃશ્: (દીસ) ઉપરથી થયાં જણાય છે. દેખ ઉપરથી તો દેખ્યો વગેરે નિયમિત રૂપ થાયછે. ઉપર આપેલાં રૂપમાં ઠને ઠેકાણે ભૂત અવ્યય કૃદંતમાં મૂળનો સ વપરાય છે. જેમ, બેસી, બેસીને, ઇ૦

(૨) કેટલાક ધાતુમાં ધકાર વધેછે ને પછી ઉપર) જણાવેલા ઠ ના પેઠે તેમાં પ્રત્યયો મળેછે.

| | | |
|---|---|---|
| લે | લીધો, લીધા, ઇ. | લીધેલો, લીધેલાં, ઇ. |
| ખા | ખાધો. | ખાધેલો. |
| પી | પીધો. | પીધેલો. |
| દે | દીધો. | દીધેલો. |

(૩) કેટલાકમાં ત વધેછે.

| | ભૂતકાળ. | વિશેષભૂત. |
|---|---|---|
| હો | હોતો-હતો, ઇ. | થતો નથી. |
| સુ | સુતો, ઇ. | સુતેલો, ઇ. |

(૪) કેટલાકને બે જાતનાં રૂપ થાયછે.

| | | |
|---|---|---|
| કોહ | કહ્યો-કીધો. | કહેલો-કીધેલો. |
| કર | કર્યો-કીધો. | કરેલો-કીધેલો. |
| મર | મર્યો-મુઓ. | મરેલો-મુએલો. |
| બીહી | બીન્યો-બીધો. | બીનેલો-બીધેલો. |
| ભીજ | ભીજ્યો-ભીન્યો. | ભીજેલો. |
| ઉપજ | ઉપજ્યો-ઉપન્યો. | ઉપજેલો. |

નિપજ નિપજ્યો-નિપન્યો. નિપજેલો.

કહે ને આ ધાતુ શિવાય ભૂતકાળમાં જ્યાં ય આવે-છે, ત્યાં અનિયમિત વર્તમાનના એ, ને ઇએ પ્રત્યયને ઠામે જે ને જીએ પ્રત્યય થાયછે. કવિતામાં તે બહુ વપરાયછે. જેમ, તેલ પરીક્ષા કીજે રાય (કાવ્યદો) હાં હાંરે કે રસ ઘોળી ઘોળી પીજે. કોઇવાર સાધારણ બોલવામાં પણ વપરાછેય; જેમ, લીજીએ મેહેરબાન.

(૫) બિલકુલ ધાતુનું રૂપ ફરી ગયું છે તે.

| | | |
|---|---|---|
| જા | ગયો. | ગએલો |

(૬) કવિતામાં ને કાઠીઆવાડી બોલીમાં ણો-ણી- પ્રત્યય વડે ભૂતકાળ થાયછે, પણ તે શકય ભેદમાં બહુ, મૂળભેદમાં કવચિતજ વપરાયછે.

| | |
|---|---|
| છાપ | છપાણો. |
| તાણ | તણાણો. |
| જા | જવાણું. |
| કમા | કમાણો. |

૨૪૦. છ, નથી (છનું અકરણરૂપ), હો, જોઇએ, ઉભા, એ અપૂર્ણ ક્રિયાઓ કહેવાય છે, કેમકે તેમને બધા કાળ થતા નથી. તેમ તેમને ઉપર આપી ગયા તે પ્રત્યય પણ બરાબર લાગતા નથી. માટે તેમાંના પ્રત્યેકનું જુદું રૂપાખ્યાન આપ્યું છે. બીજા સહાયકારકને નિયમિત કાળના પ્રત્યય લાગે છે, માટે તેમને અકર્મક ને સકર્મક પ્રમાણે આગળ આપી બતાવેલા પડ ને વાંચ ધાતુને આધારે રૂપ આપતાં આવડશે.

છ ધાતુ.

| પુરૂષ. | એકવચન. | બહુવચન. |
|---|---|---|
| પેહેલો પુ. | છું, છઉં. | છીએ, છેએ. |
| બીજો પુ. | છે, છું. | છો. |
| ત્રીજો પુ. | છે. | છે. |

એને બીજા કાળ લાગતા નથી, કેમકે તે ધાતુજ વર્ત્તમાનકાળ દર્શકછે. એનાં ત્રણે જાતિમાં એજ રૂપ રહેછે. એને શક્યભેદ નથી. આજ્ઞા એને થઈ શકે નહીં. એ ઉપરથી વર્ત્તમાન કૃદંત છતો, છતી, છતું, છતા, અને છતાં તેમજ અવ્યય કૃદંત છો, છોને થાયછે.

## નથી*

૨૪૧. નથીનું રૂપ ફરતુંજ નથી. બધા પુરૂષ, વચન, ને જાતિમાં સરખુંજ રહેછે; એટલે હું નથી, અમે નથી, તું નથી, તમે નથી, ઇ. રૂપ થાય. છનું એ ઉલટું રૂપછે, માટે છના રૂપ નીચે આપેલી ટીકા એને પણ લાગુ પડી શકેછે. એ ઉપરથી કૃદંત થતાં નથી.

---

*છનું અકરણ રૂપ નથી થાયછે. જેમ, આ માણસ ઘરમાં નથી (છે નહીં). બધાં ક્રિયાપદને એમ અકરણ રૂપ થાયછે, માટે કેટલાક બીજા ધાતુનાં પણ અકરણ રૂપ આપી બતાવે છે. હતો થી ઊલટું નહોતો ( હતો નહી. ), બેસથી ઊલટું નબેસ, બેસતો નહીં, બેસમાં. નથી શિવાય અકરણ રૂપ બતાવવાને જ્યાં જ્યાં નકાર અથવા તે અર્થ દર્શક બીજા કોઈ અવ્યય વપરાય છે, ત્યાં ત્યાં તે નકાર અથવા તેનો અર્થ દર્શક અવ્યય સાફ છુટો માલમ પડેછે, તેને જુદો કરી શકાય છે, અને તે આવીને ક્રિયાપદના રૂપમાં કંઈ પણ ફેરફાર કરતો નથી, ત્યારે તે સહિતનાં રૂપને અકરણ ધાતુ ગણી તેમનાં રૂપ આપવાની જરૂર જણાતી નથી. એવે ઠેકાણે નકારનું જુદું વ્યાકરણ થઈ શકે. નથીમાંથી ન કહાડી લેવાતો નથી, માટે તેનું જુદું રૂપ આપ્યું છે. ક્રિયાપદ સાથે ન અને નહીં એકજ અર્થ બતાવે છે. ફેર એટલોજ કે ન ક્રિયાપદની પેહેલો,ને નહીં બહુધા ક્રિયાપદની પછી આવે. નહીં ક્રિયાપદની પેહેલાં પણ મુકી શકાય, જેમ, નકર (કરન એમ કહેવાતું નથી), કરીશ નહીં, નહીં કરીશ. માં આજ્ઞાર્થમાંજ આવેછે. જેમ. કર માં, કરતોમાં, કરીશમાં (કરજોમાં થતું નથી). માં પેહેલું પણ મુકાય. માં કર, માં જા. માંને ઠેકાણે ન ને નહીં વાપરી શકાય. નને બદલે કોઈ ના વાપરે છે. જેમ, ના જશો. કવિતામાં નવ વપરાય

## હો†ધાતુ.

### વર્ત્તમાનકાળ.

| પુરૂષ. | એકવચન. | બહુવચન. |
|---|---|---|
| પે. | હોઉછું-છઊં, હઉછું. | હોઇએછીએ-છૈએ, હઇએ-છીએ. |
| બી. | હોયછે, હોઉછું, હઉછું. | હોછો. |
| ત્રી. | હોયછે. | હોયછે. |

### અનિયમિત વર્ત્તમાન.

| | | |
|---|---|---|
| પે. પુ. | હો,ઉં હઉં. | હોઇએ, હઇએ, |
| બી. પુ. | હોય, હોઉં, હઉં. | હો. |
| ત્રી. પુ. | હોય. | હોય. |

### ભૂતકાળ.

| | | |
|---|---|---|
| નરજાતિ. | હતો, હુતો. × | હતા, હુતા, |
| નારીજા. | હતી, હુતી. | હતી, હુતી હતીઓ, હુતીઓ. |
| ના. જા. | હતું. હુતું. | હતાં, હુતાં. |

ચાલુ ભૂત થતો નથી. સંકેત ભૂતમાં હોત અને હત એજ રૂપ બધે ઠેકાણે ચાલેછે.

### ભવિષ્ય કાળ.

| | | |
|---|---|---|
| પે. પુરૂષ. | હોઇશ, હઇશ. | હઇશું, હોઇશું. |

---

છે. જેમ. નવખાય ઝાંખરાં તેહ. નર્મપદ્ય. સુરેત તરફ નો વપરાય છે. જેમ, નો કરતો.

†હો પહેલાં ન આવવાથી, હ અર્ધસ્વર હોવાને લીધે, તેમાં બળી ગયા જેવા બોલાય છે. જેમ, ન હોય (નોય) ન હોતો (નોતો).

×કવિતામાં અને શાસ્ત્રીઓના બોલવામાં હતો ને બદલે ઘણી વખત 'હવો' બોલાય છે. કવિતામાં કોઈ વખત હવો-નાં રૂપ થયોની જગાએ વપરાય છે. જેમ,

કહે એની તને શું હવું, સ્વપનામાં દીઠું કાંઈ નવું. (ઓખાહરણ).

બી. પુ. હોઇશ, હઇશ, હશે, હોશે. હશો, હોશો.
ત્રી. પુ. હશે, હોશે. હશે, હોશે.

આજ્ઞાર્થ ભવિષ્યમાં જાતિ પ્રમાણે હોવો, હોવી, હોવું, હોવા, અને હોવાં થાયછે.

૨૪૨. આજ્ઞાર્થ અનિયમિત વર્તમાનમાં બીજા પુ. એક વચન તું હો, બહુ. તમે હો, ભવિષ્યકાળમાં તું હોજે, હજે. બહુવચન તમે હોજો, હજો, ને આજ્ઞાર્થ ભવિષ્યમાં હોવું થાયછે. સંકેતાર્થનું રૂપ અનિયમિત વર્તમાન ને સંકેત ભૂતછે. બીજાકાળ પણ પ્રસંગે આવે ( જુઓ વાક્ય રચનામાં). હોધાતુ અકર્મક મૂળભેદમાંજ રહેછે.

કૃદંત. વર્તમાન. હોતો, હોતા. ૯૦

ભૂત અને વિશેષભૂતનાં રૂપ થતાં નથી.

આજ્ઞાર્થ ભવિષ્ય કૃદંત. હોવો, હોવાં. ૯૦

નિશ્ચયાર્થ ભવિષ્ય કૃદંત. હોવાનો.

ભૂત અવ્યય કૃદંત. હોઈ, હોઇને, હોતાં.

**જોઇએનાં રૂપ. ધાતુ જો.**

એનાં રૂપ બધા પુરૂષમા સરખાંજ રહેછે.

| | |
|---|---|
| વર્તમાન. | જોઇએછીએ-છેએ. |
| અનિયમિત વ. | જોઇએ. |
| ભવિષ્ય. | જોઇશે-જોઇશું. |
| સંકેતભૂત. | જોત (જોઇઅત) બહુ વપરાતું નથી. |

૨૪૩. એને બીજા કાળ થતા નથી. મિશ્ર કાળોમાં પણ ફકત એની પછી હો ધાતુજ આવી શકેછે. જેમ, જોઇતું હોયછે, જોઇતું હોય, જોઇતું-હશે, જોઈતું હતું, જોઇતું હોત. આ રૂપોમાં જાતિ વચન પ્રમાણે જોઇતો-તી-તું-તા-તાં થાય. એનાં કૃદંતમાં ફકત જોઇતો-તી-તું-તા તાં એ રૂપ છે. જોઇએ મૂળે સકર્મક કર્મણી છે. મારે લાડુ જોઇએ.

મિશ્ર કાળોમાં એનો પ્રયોગ કર્મણી સાફ માલમ પડેછે.

૨૪૪. ઉભનાં રૂપ ભૂત, વિશેષભૂત, ને તેઓથી થતાં મિશ્ર કાળમાંજ થાયછે. (કાઠીઆવાડમાં તેનાં વર્તમાનને ભવિષ્યકાળમાં રૂપ ચાલેછે, ઉભેછે, ઉભશે ઇ૦

મળભેદ.

અકર્મક પડ ધાતુ.

વર્ત્તમાનકાળ.

| | એકવચન. | બહુવચન. |
|---|---|---|
| પે૦. | પડુંછું-છઉં. | પડીએ છીએ છૈએ. |
| બી૦. | પડેછે, પડુંછું. | પડોછો. |
| ત્રી૦. | પડેછે. | પડેછે. |

અનિયમિત વર્ત્તમાનકાળ.

| | | |
|---|---|---|
| પે૦. | પડું. | પડીએ. |
| બી૦. | પડે, પડું, પડ. | પડો. |
| ત્રી૦. | પડે. | પડે. |

ભૂતકાળ.

| | | |
|---|---|---|
| ન૦. | પડ્યો. | પડ્યા. |
| ના૦. | પડી. | પડી, પડીઓ. |
| નાન્ય૦. | પડ્યું. | પડ્યાં. |

ચાલુભૂત.

| | | |
|---|---|---|
| ન૦. | પડતો. | પડતા. |
| ના૦. | પડતી. | પડતી, પડતીઓ. |
| નાન્ય૦. | પડતુ. | પડતાં. |

સંકેત ભૂતમાં બધે "પડત"જ રહેછે.

ભવિષ્ય કાળ.

| | એકવચન. | બહુવચન. |
|---|---|---|
| પે૦. | પડીશ. | પડીશું. |

બી૦. પડશે. પડીશ, પડજે, પડશો, પડજો.
ત્રી૦. પડશે. પડશે.

આજ્ઞાર્થ ભવિષ્યમાં ક્રિયાપદ રૂપે "પડવું"જ રહેછે.

૨૪૫. આજ્ઞાર્થે અનિયમિત વ.માં બીજા પુરૂષમાં તું પડ, તમે પડો; ભવિષ્યમાં તું પડજે, તમે પડજો; ને આજ્ઞાર્થ ભવિષ્યમાં પડવું; એ રૂપછે. સંકેતાર્થને માટે હો ધાતુમાં લખ્યુંછે તે આ ધાતુને પણ લાગુછે.

૨૪૬. કૃદંતઃ—વર્ત્તમાન-પડતો, પડતી ઈ૦; ભૂત-પડ્યો, પડી, ઈ૦, વિશેષભૂત-પડેલો, પડેલી, ઈ૦, આજ્ઞાર્થભવિષ્ય—પડવો, પડવી, ઈ૦; નિશ્ચયાર્થ ભવિષ્ય—પડવાનો, પડવાની, ઈ૦, પડનારો, પડનારી, ઈ૦, પડનાર, અવ્યય કૃદંત-પડી, પડીને, પડતાં.

## મૂળભેદ.

## સકર્મક વાંચ ધાતુ.

### વર્ત્તમાનકાળ.

પે૦. વાંચુંછું—છઉં. વાંચીએછીએ—છૈએ.
બી૦, વાંચેછે, વાંચુંછું. વાંચોછો.
ત્રી૦. વાંચેછે, વાંચેછે.

### અનિયમિત વ૦

પે૦. વાંચું. વાંચીએ.
બી૦. વાંચે, વાંચુ, વાંચ. વાંચો.
ત્રી૦. વાંચે. વાંચે.

### ભૂત.

નર. વાંચ્યો વાંચ્યા.
નારી વાંચી, વાંચી, વાંચીઓ.
નાન્ય. વાંચ્યું. વાંચ્યાં

**ચાલુભૂત.**

| | | |
|---|---|---|
| નર. | વાંચતો. | વાંચતા. |
| નારી. | વાંચતી. | વાંચતી-વાંચતીઓ. |
| નાન્ય. | વાંચતું. | વાંચતાં. |

**સંકેત ભૂત.**

એ બધે વાંચત એમજ રેહેછે.

**ભવિષ્ય.**

| | | |
|---|---|---|
| પે૦. | વાંચીશ. | વાંચીશું. |
| બી૦. | વાંચશે, વાંચીશ, વાંચજે. | વાંચશો, વાંચજો |
| ત્રી. | વાંચશે. | વાંચશે. |

**આજ્ઞાર્થ ભવિષ્ય,**

| | | |
|---|---|---|
| નર. | વાંચવો. | વાંચવાં. |
| નારી. | વાંચવી. | વાંચવી. |
| નાન્ય. | વાંચવું. | વાંચવાં. |

કૃદંત. વર્ત્તમાનમાં ચાલુ ભૂત જેવાં.

ભૂત ને વિશેષ ભૂતના કાળમાં આપી બતાવ્યાં તેવાં.

ભવિષ્ય નિશ્ચયાર્થ વાંચનાર, વાંચવાનો.

ભવિષ્ય આજ્ઞાર્થ, કાળમાં આપી બતાવ્યા તેવાં.

અવ્યય. વાંચી, વાંચીને, વાંચતાં.

આજ્ઞાર્થ ને સંકેતાર્થ સંબંધી પડ ધાતુની ટીપ જુઓ.

**શક્ય ભેદ.**

**પડ ધાતુ.**

૨૯૭. અકર્મક શક્યભેદમાં ક્રિયાપદ ત્રીજાપુરૂષ નાન્યતરે જાતિના એક વચનમાંજ રેહે. કેમકે તેનો ક્રિયાનાથ ક્રિયાપદનો ભાવ હોય, માટે તે પુરૂષ જાતિવચનમાં ફરે નહીં.

| | |
|---|---|
| વર્ત્તમાન. | પડાયછે. |
| અનિયમિત. વ૦ | પડાય. |

| | |
|---|---|
| ભવિષ્ય. | પડાશે. |
| આજ્ઞાર્થ ભવિષ્ય. | પડાવું. |
| ભૂત. | પડાયું. |
| ચાલુ ભૂત. | પડાતું. |
| સંકેત ભૂત. | પડાત. |

૨૪૮. આજ્ઞાર્થ ભવિષ્ય પડાવું, વિશેષભૂત પડાએલું એ ક્રિયાપદ રૂપે વપરાતાં નથી. કૃદંતોનાં રૂપ કાળમાં આપ્યા પ્રમાણે થાય. અવ્યય કૃદંતમાં પડાઈ, પડાઇને, પડાતાં થાય. શક્યભેદમાં આજ્ઞાર્થ સંભવતો નથી.

૨૪૯. આ રૂપ ઉપરથી એક વાત ધ્યાનમાં રાખવા જેવીછે. જે અકર્મક ધાતુના પેહેલા અક્ષરમાં આ ઉમેર્યાથી સકર્મક થાયછે તેના, અને થએલા સકર્મકના શક્યભેદમાં રૂપ એકજ થાય. કેમકે શક્યભેદમાં પેહેલા અક્ષરના આનો અ થઈ જાયછે. એ માટે પડ ને પાડ. મરને માર, ઈ૦ ના શક્યભેદ પડાય, મરાય ઈ. થાય. ફેર એટલોજ કે સકર્મકમાં કર્મ (કર્ત્તા થશે માટે) પ્રમાણે જાતિ, વચન, ને પુરૂષ લાગવાના, માટે તેનાં તે પ્રમાણે રૂપ ફરશે. ઉદા. અકર્મક ભૂત કાળમાં એકલા પડાયુંજ બધે ઠેકાણે રેહે છે, પણ સકર્મકમાં મારાથી પાટડો પડાયો, નાળ પડાઈ, છાપરૂં પડાયું, એમ થાય.

## શક્ય ભેદ.

### ગણ ધાતુ.

૨૫૦. શક્યભેદમાં કર્ત્તા કરણ રૂપે હોય માટે તે પ્રમાણે રૂપ નહીં ફરતાં ઉપર કહ્યા મુજબ કર્મ પ્રમાણે ફરેછે. કર્મમાં પેહેલા બીજા પુરૂષ લાવી શક્યભેદ વાપરવાનો ચાલ થોડો છે, માટે ઘણાં ક્રિયાપદ પુરૂષ પ્રમાણે ફરતાં નથી. હું ભણાઊંછું, શીખાઊંછું એમ કહેવાતું નથી. તોપણ હું ગણાઊંછું, નિંદાઊંછું, તું ગણાય છે, નિંદાયછે, એમ કેટલાક ક્રિયાપદને પુરૂષ

લાગે છે. માટે નીચે કર્મના પુરૂષ પ્રમાણે ગણ ધાતુનાં રૂપ આપી બતાવ્યાં છે.

વર્ત્તમાન.

| | | |
|---|---|---|
| પે૦. | ગણાઉછું–છઉં. | ગણાઇએછીએ–છૈએ. |
| બી૦. | ગણાયછે, ગણાઉંછું. | ગણાઓછો. |
| ત્રી૦. | ગણાયછે. | ગણાયછે. |

અનિયમિત વર્ત્તમાન.

| | | |
|---|---|---|
| પે૦. | ગણાઉં. | ગણાઇએ. |
| બી૦. | ગણાય, ગણાઉં. | ગણાઓ. |
| ત્રી૦. | ગણાય. | ગણાય. |

ભૂત.

| | | |
|---|---|---|
| નર૦. | ગણાયો. | ગણાયા. |
| નારી૦. | ગણાઈ. | ગણાઈ, ગણાઇયો. |
| નાન્ય૦. | ગણાયું. | ગણાયાં. |

ચાલુ ભૂત.

| | | |
|---|---|---|
| ન૦. | ગણાતો. | ગણાતા. |
| ના૦. | ગણાતી. | ગણાતી. |
| નાન્ય. | ગણાતું. | ગણાતાં. |

સંકેત ભૂતમાં બધે ઠેકાણે ગણાત વપરાય છે.

ભવિષ્યકાળ.

| | | |
|---|---|---|
| પે૦. | ગણાઇશ. | ગણાઇશું. |
| બી૦. | ગણાઇશ, ગણાશે. | ગણાશો. |
| ત્રી૦. | ગણાશે. | ગણાશે. |

આજ્ઞાર્થ ભવિષ્ય.

| | | |
|---|---|---|
| નર૦. | ગણાવો. | ગણાવા. |
| નારી૦. | ગણાવી. | ગણાવી. |
| નાન્ય૦. | ગણાવું. | ગણાવાં. |

કૃદંત. વર્ત્તમાન ગણાતો ઇ. વિશેષ ભૂ. ગણાએલો ઇ૦; ભૂતને આજ્ઞાર્થ ભવિષ, તેમના કાળ જેવાં; નિશ્ચયાર્થ ભ. ગણાવાનો-ગણાનારો ગણાનાર, અવ્યય ગણાઈ-ઇને તાં.

૨૫૧. જો મૂળના કર્ત્તા (કરણ રૂપે હોય તેના) પ્રમાણે રૂપ આપીએ, તો સર્વ પુરૂષમાં ત્રીજા પુરૂષના જેવાંજ રૂપ થાય; એટલે વાંચ ધાતુને આ પ્રમાણેઃ-મારા-તારા-તેનાથી વંચાયછે, વર્ત્તમાન-વંચાય, અનિ૦. વ૦.-વંચાશે, ભ૦.પુરૂષ પ્રમાણે રૂપ ફરતાં નથી એવા કાળોમાં (ભૂત વગેરે) જાતિ વચન પ્રમાણે ફેરફાર થાય, પરંતુ તે પણ કર્મને અનુસરીને કર્ત્તાને અનુસરીને નહીં.

૨૫૨. પ્રયોજ્ય અને દ્વિત્વ પ્રયોજ્ય ધાતુને ઉપર આપી બતાવેલા અકર્મક ને સકર્મક ધાતુના મૂળ ભેદ ને શક્યભેદની પેઠેજ રૂપ લાગે છે. જેમ, વર્ત્તમાન હું ભણાવુંછું, અમે ભણાવીએ છીએ ઇ. મૂળભેદમાં; ને મારાથી ભણાવાય છે ઇ. શક્યભેદમાં. દ્વિત્વ પ્રયોજ્યનાં એજ રીતે હું ભણાવરાવુંછું ઇ. મૂળભેદ, અને મારાથી ભણાવરાવાય છે ઇ. શક્ય ભેદમાં રૂપ થાયછે.

૨૫૩. મિશ્ર અથવા સંયુક્ત ક્રિયાપદ. એવાં ક્રિયાપદોમાં પ્રથમ કૃદંત ને પછી ક્રિયાપદ હોય છે, માટે જે કૃદંતો વિકારી હોય તેમને જાતિ વચન પ્રમાણે (પુરૂષ તો લાગે નહીં) ફેરફાર કરવો પડે ત્યાં કરીને, છેલ્લી ક્રિયાને ઉપર આપેલા નમુના પ્રમાણે રૂપ આપીએ, એટલે આખી સંયુક્ત ક્રિયાને રૂપ અપાયાં સમજવાં. જેમ, હું પડ્યો છું, અમે પડ્યા છીએ.તું પડેલો છે, તમે પડેલા છો, તે પડવાની છે, તેઓ પડવાની છે. એજ પ્રમાણે બધા કાળમાં આપી શકાય. જેમ,હું જતો રહ્યો હોઇશ, અમે જતા રહ્યા હોઇશું. ઇ૦.

**અવ્યય.**

૨૫૪. જે શબ્દમાં વિકાર થતો નથી, એટલે, જેમના રૂપમાં પ્રત્યય વડે ( પ્રાતિપદિકને ક્રિયાપદની પેઠે ) ફેરફાર ન થતાં, એકજ રૂપે હમેશાં રહેછે તે અવ્યય કહેવાય છે. જેમ, ઝટપટ, અથવા, તથાપિ. વાહવાહ ઇ૦.

અવ્યયનો આવો અર્થ છતાં, કેટલાક અવ્યય મૂળે પ્રાતિપદિક શબ્દને વિભક્તિ લાગીને થએલા છે, જેમ. સાથે ( સાથમાં ). ઉતાવળે ( ઉતાવળથી ). કાલે. પાછળથી, મોટેથી, ઇ૦. તોપણ આવા શબ્દ બોલતાં આપણા મનમાં શબ્દને પ્રત્યયનો ભેદ નહીં આવતાં, પ્રત્યય સહિત આખા શબ્દનો વિચાર ઉત્પન્ન થાય છે; માટે પ્રત્યય સહિત આખો શબ્દ અવ્યયમાં ગણી લેવો. કોઈ વખત વિભક્તિ દર્શક બબ્બે પ્રત્યય લાગેછે. જેમ. અહીંથી. ઉપરથી. એમને પણ આખા અવ્યય ગણી લેવા. જોવાનું એટલુંજ છે કે, જેઓને બીજા પ્રાતિપદિકની પેઠે જાતિ વચન લાગતાં નથી. કર્તા કર્મ પણું જેઓ ધારણ કરી શકતા નથી પ્રાતિપદિક કે ક્રિયાપદની જગાએ જેઓ વપરાતા નથી તેઓ અવ્યય છે.

૨૫૫. આ. એ, જે, તે, અને પ્રશ્નાર્થકના પહેલા અક્ષર ક ઉપરથી, જેમ વિશેષણ જેવાં રૂપ થાય છે, (સર્વનામ જુઓ) તેમ તે સર્વનામો ઉપરથી કેટલાંક અવ્યય થાય છે, અને તેમાં સર્વનામપણું માલમ પડેછે. જેમ;

રીતિબતાવનાર-આમ, એમ, જેમ, તેમ, કેમ.

કાળવાચક,-અત્યારે, જ્યારે, ત્યારે, ક્યારે.

સ્થળવાચક,-અહીં, ઇહાં, જ્યાં, ત્યાં, ક્યાં.

૨૫૬. અવ્યયના પ્રકાર ચાર છે. ક્રિયાવિશેષણ,શબ્દયોગી, ઉભયાન્વયી, અને કેવળપ્રયોગી.

૨૫૭. ક્રિયાપદનો ગુણ બતાવે તે ક્રિયાવિશેષણ એવો શબ્દાર્થ છે. વિશેષણ, અને ક્રિયાવિશેષણ (કોઈ વાર શબ્દયોગી)નો ગુણ બતાવનારા શબ્દને પણ ક્રિયાવિશેષણના વર્ગમાં

ગણી શકાય. જેમ, તે ધીમે ચાલેછે, તે બહુ ધીમે ચાલેછે, તે બહુ ઊંચો છે, હું તેની બહુ પાસે રહુંછું. પેહેલા વાક્યમાં ધીમે ક્રિયાપદનો, બીજામાં બહુ ક્રિયાવિશેષણનો, ત્રીજામાં બહુ વિશેષણનો, અને ચોથામાં બહુ શબ્દયોગી અવ્યયનો ગુણ બતાવેછે. માટે પેહેલા વાક્યમાં ધીમે, અને બીજાં બધાંમાં બહુ એ ક્રિયાવિશેષણ છે.

૨૫૮. ક્રિયાવિશેષણ અવ્યયને મુખ્ય ચાર વર્ગમાં ગોઠવી શકીએ, કાળવાચક, સ્થળવાચક, સ્થિતિવાચક, ને રીતિ વાચક.

(૧) કાળવાચક-અ. અમુક કાળઃ-હમણાં, અત્યારે ક્યારે, જ્યારે, ત્યારે. તાત્કાળ, તત્ક્ષણ, પલકમાં, પળમાં, હવે, હવે પછી. આજ. આજે, કાલ, કાલે, સાંજે, સવારે, વહાણે, બપોરે, મધરાતે, પોર, પોહોર, પરાર, પેલે દહાડે, પરમ દહાડે, પેલે વર્ષે, વર્ષે, હાલ, હાલમાં, કદી, વળતી, હજી, તરત, પ્રથમ, અંતે, આખરે, તેવામાં, વચગાળે, આગળથી, પાછળથી, પછી, પછીથી, પૂર્વે, પેહેલાં, અગાઉ, અગાડી, અંતરે. અંતરમાં, અરસામાં.

આ. જાથુકાળઃ—હમેશાં, સદા, સર્વદા, સર્વકાળ, રોજ, નિત્ય, જાથુ, નિરંતર.

ઈ. વખતની પુનરાવૃત્તિઃ-વારેવારે, વારંવાર, ફરીફરીને, ફરીફરીથી, ઘણીવાર, વારાફરતી, ઘડીએઘડીએ, ઘડી ઘડી, ક્ષણેક્ષણે, રોજરોજ, નિતનિત, દિનદિન, દહાડે દહાડે, મહીને મહીને, વર્ષોવર્ષ, કવચિત, કોઇવાર, કોઇવેળા, કોઇવખત, કોઇસમે, એકાંતરે, હમણાંહમણાં, હાલ હાલ.

(૨) સ્થળવાચક. અ. અમુકસ્થળઃ-ત્યાં, ત્યાંહાં, તહીં, જ્યાં, જ્યાંહાં, ક્યાં,-ક્યાંહાં-ક્યાંહી, અહીં, પણે, અહીંઆગળ,

ત્યાં આગળ, ક્યાં આગળ, જ્યાં આગળ, પાસે, નજીક, થડમાં, લગભગ, લગોલગ, દૂર, આઘે, વેગળે, છેટે, પુઠે, પાછળ, પછવાડે, વાંસે. ઉપર, ઊંચે. નીચે, હેઠળ, હેઠવાસ, મધ્યે, વચ્ચે, માંહે, અંદર, ઠેઠ, પેહેલો, છેલો, અધવચ, અંતરીઆળ.

આ. દિશા—તરફ બતાવનાર.

આમ, એમ, તેમ, જેમ, આણી તરફ, આણી પાસ, કોર—બાજુ, તેણી તરફ—ગમ—પાસ—કોર—બાજુ, જેણી તરફ—ગમ. ઇ. કેણીતરફ-ગમ, ઇ; દક્ષિણાતા, ઉતરાતા, આથમણા, ઉગમણા, આડકતરાતા.

(૩) સ્થિતિ વાચક. અ. ન્યુનતાઃ—થોડું, ઓછું, અલ્પ, લેશ, જુજ, જરા, જરાતરા, જરાક, લગીર, રજ, બગરિક, કંઇક, કિંચિત, થોડુંઘણું, ઘણું ખરૂં.

આ. અધિકતાઃ—ઘણેરૂં, બહું, બહુ, અતિ, પુશ્કળ, વિશેષ, વધારે, અધિક, અતિશે, અતિશય.

ઇ. તૃપ્તિઃ—બસ, એટલું, બરાબર, અગ્નુ, ગણું, બહુ. ઇગ.

(૪) રીતિ વાચક. અ. ગુણ દર્શકઃ—ભલું, ભુંડું, ઠીક, ખરૂં, ખોટું, વાજબી, ગેરવાજબી, સારૂં, અછું, ઠીકઠાક, ખરાબ, બુરૂં, નકારૂં, નરેસું, સરસ, નરેસ.

આ. નિશ્ચયાર્થઃ—ખરૂં, ખચિત, મુકરર, અવશ્ય, જરૂર, જ, ખરેખાત, ખરેખર, ખરે, નકી, બેશક, ખસૂસ, બેધડક.

ઇ. સંશયાર્થઃ—કદાચ, કદાશ, કદાચિત, કદાપિ, રખે, રખેને, સોવસા, સહસાધા, ઘણુંકરીને.

(૫). સ્વિકારાર્થઃ—હા, હોવે, સારૂં, વારૂં, ભલે.

(૬). નકાર ન, ના, નો, નહીં, નવ, માં.

(ઈ). કારણ દર્શક–તો, તેથી, તેથીકરીને, માટે ( એમને ઉભયાન્વયીમાં ગણ્યા છે).

એ. ખરી રીતિઃ–આમ, એમ, કેમ, તેમ, જેમ, હળવે-હળવે, ધીમે, ધીમે ધીમે, એકદમ, એકાએક, આસતે આસતે, રહેતે રહેતે, સહેતે સહેતે, ધોડેધોડે, ઓચિંતું, અકસ્માત્.

ઐ. ક્રિયાપૂર્ણ કરનારઃ રવાને, ઉત્પન્ન, પેદા, નિર્માણ, પ્રગટ, કરી, કરીને ઈ. કૃદંત અવ્યયને પણ આજ વર્ગમાં મુકાય.

ઓ. અનુકરણવાચકઃ—ધમધમ, ધમધમ, ચમચમ, છમ છમ, તડાતડ, ધડાધડ, ફડાફડ.

ઘણાં વિશેષણ ને ક્રિયાવિશેષણ આપણામાં ભેળ સેળ છે. ઘણું કરીને સઘળાં શુદ્ધ વિશેષણ ક્રિયાવિશેષણ થઈ શકે. ક્રિયાવિશેષણને જ્યારે વિશેષણની પેઠેજ જાતિ વચનમાં ફેરફાર થાય છે, ત્યારે તે ક્રિયાવિશેષણ હશે કે વિશેષણ એ ઓળખી કહાડવું બહુ મુશ્કેલ છે. ધીમે, હળવે એવાં અવિકારી રૂપ થયાં હોય ત્યારે તો તે ક્રિયાવિશેષણ કહેવાય. વિકારી ક્રિયાવિશેષણને જાતિવચન તે જે ક્રિયાપદનો ગુણ બતાવેછે તેના કર્ત્તા કે કર્મ પ્રમાણે થાય છે. જેમ, નગારાં વાગે ધીમાં ધીમાંરે, દરજીએ ચોળી સારી શીવી.

છે, હતું એમાં ખરી ક્રિયા કાંઈ નથી. માટે એમનાથી બનેલા વાક્યમાં જો કોઈ ગુણદર્શક શબ્દ આવ્યો તો તેને ક્રિયાવિશેષણ ન ગણતાં વિશેષણમાંજ ગણી લેવા, ને એ ક્રિયાપદોના કર્ત્તાને તે લગાડવા. જેમ, તે ગાંડો છે, અસલના હિંદુઓ પૈસે ટકે સુખી હતા.

વળી કેટલીક ક્રિયાઓ જેમકે, થવું કરવું, બનવું બનાવવું, ઠરવું, ઠરાવવું,ઇ. જે અપૂર્ણ વિધિદર્શક* કહેવાયછે, તેથી બનેલા વાક્યમાં પણ ગુણદર્શક શબ્દ બહુ કરીને વિશેષણ રૂપે છે. જેમ, તે ગાંડો થયો, તેને ગાંડા કર્યા, તે મૂર્ખ બન્યા,

*વાક્ય રચના જુઓ.

તેને ગાંડો બનાવ્યો, તે પતિત ઠર્યો, તેને બેવકુફ ઠરાવ્યો.

બીજાં અકર્મક ક્રિયાપદોમાં જો કર્ત્તાને નિરાળુ લાગ્યું નહોય, તો વિશેષણને ક્રિયાવિશેષણમાં ગણીએ. જેમ તે બહુ સુતો, ઘણું રમ્યો, અધિક જાગ્યો, આડું ફાટ્યું.

વિશેષણ અને ક્રિયાવિશેષણનો ગુણ બતાવનાર શબ્દ ક્રિયાવિશેષણ થાય છે, અને તે વિશેષણ કે ક્રિયાવિશેષણ ની પહેલાં આવેછે. પણ ઘણી વખત કેટલાંક વિશેષણ બીજા વિશેષણની પહેલાં આવીને તે બધાં એકજ નામનો ગુણ બતાવે છે. આવું હોય ત્યારે પહેલાંના વિશેષણજ કહેવાં. જેમ, નવું મોટું ગુજરાતી વ્યાકરણ. આમાં નવું અને મોટું એ બંને વ્યાકરણનાં વિશેષણ છે, પણ ઘણું મોટું વ્યાકરણ એમાં ઘણું ક્રિયાવિશેષણ છે.

પણ, એ (સુરત તરફ એ, કોઇ ઠેકાણે ય), બી (પણના અર્થમાં), જ, તો, માત્ર, ફકત, વળી પદચ્છેદ કરવામાં અઘરામાં અઘરા શબ્દ જોઇએ તો આ છે. હજી તેમને કયા વર્ગમાં ગણવા તે વિષે નકી થયું નથી. નિશાળોમાં કોઈ જ, એ, એમને, જે શબ્દ સાથે તેઓ આવે તેના ભાગ ગણી લેઈ. નોખું વ્યાકરણ કરતા નથી. જે નોખું કરેછે તે ક્રિયાવિશેષણ કહેછે. બાકીના શબ્દોને પણ ક્રિયાવિશેષણમાં ગણેછે. ટેલર સાહેબે છેલા ત્રણ શિવાય એમને ઉભયાન્વયી અવ્યયમાં ગણ્યા છે (કારણ જણાવ્યું નથી). મરેઠી વ્યાકરણ કર્ત્તા દાદોબાએ એમને શબ્દયોગી અવ્યયના વર્ગમાં મુકયા છે, અને એવું પણ જણાવે છે કે "જ શિવાય બાકીનાને અર્થ અનુકુળ પડવાને ક્રિયાવિશેષણ માનીએ તો ચિંતા નથી એમ મને લાગેછે." આ ઉપરથી જણાશે કે તેમને ત્રણમાંથી ગમે તે વર્ગમાં ગોઠવાય: ઉભયાન્વયીમાં, શબ્દયોગીમાં, કે ક્રિયાવિશેષણમાં. પણ ખરૂં જોતાં એ કોઈ વર્ગમાં બરાબર આવી શકતા નથી.જો અવ્યયના વર્ગ ચારજ રાખી બધા અવ્યયનો તેમાંજ સમાસ કરવો એમ હોય તો તેમને ક્રિયાવિશેષણમાં લેવા. નહિં તો તેમને માટે અવ્યયનો કોઈ જુદો વર્ગ પડે. દરેક વર્ગના શબ્દ સાથે ઘણું કરીને તેઓ આવે છે. જેમ, માણસજ બોલી શકેછે (નામ સાથે), કાલે ગયો હતો તેજ (સર્વનામ સાથે,) નાનું એ હોય (વિશેષણ સાથે), મેં બહુ કહ્યું

પણ તે આઓજ (ક્રિ. સાથે ) નહીં, શું તેના ઊપરજ (શ-બ્દયોગી સાથે) મંડાણ છે? તમે નહીંજ (ક્રિ. વિશેષણ સાથે) આવો કે? નામ ને સર્વનામ શિવાય બીજા બધા વર્ગો સાથે આવે ને તેમનું વિશેષણપણું તેઓ બતાવે ત્યારે તેઓ ક્રિ. વિશેષણ થાય, માટે અમે બહુ વર્ગ પર આધાર રાખી ક્રિયાવિશેષણમાંજ તેમને ગણ્યા છે.

## શબ્દયોગી અવ્યય.

૨૫૯. જે અવ્યય શબ્દને જોડાઇને તેની અને ક્રિયા-પદની સાથેનો સંબંધ દેખાડેછે તેને શબ્દયોગી અવ્યય કહીએ. જેમ, છોકરો ઝાડ ઉપર ચઢ્યો, છોકરો રાજાની પાસે ગયો. અહીં ઉપર ને પાસે એ અવ્યય ઝાડ ને રાજા સાથે જોડાયલા છે, અને તેઓનો ચઢ્યો ને ગયો એ ક્રિયાપદો સાથે સંબંધ કરાવેછે. એ શબ્દો લઇ લઇએ તો ક્રિયા સાથેનો ઝાડ ને રાજાનો સંબંધ, અને વાક્યનો અર્થ પણ, સમજાશે નહીં.

કોઈ એમ કહેછે કે શબ્દયોગી ફક્ત પ્રાતિપદિકનીજ સાથે જોડાય, પણ તેમ હમેશ નથી. બીજા શબ્દો સાથે પણ તે આવે છે. જેમ, ખાધા પછી હાથ ધોવા, વાંચતા અગાઉ ગભરાઈ ગયો, પણ ત્યાર પછી જરા સાવચેતીથી વાંચ્યું. અહીં ખાધા વાંચતા એ કૃદંત સાથે, અને ત્યાર એ ક્રિયાવિશેષણ સાથે શબ્દયોગી આવ્યા છે.

શબ્દયોગી અવ્યય મૂળે નામ છે, માટે તેમની અને તેઓ જે સાથે જોડાય છે, તેમની વચ્ચે છઠ્ઠી વિભક્તિના પ્રત્યય આવેલા હોય છે, અથવા તેમનો લોપ હોય છે. રાજાની સાથે એટલે રાજાના સાથમાં, ઘર તરફ એટલે ઘરની તરફ. અવ્યય થવાથી તેમનામાં નામનું બળ ઓછું થયું, એટલે છઠ્ઠી વિભક્તિના બધા જાતિ, વચન દર્શક પ્રત્યય તેઓ લઈ શકતા નથી ફક્ત ની, ના, ને ( બીજીનો પણ મૂળે છઠ્ઠીથી થએલો ) એ પ્રત્યય લેછે. નારી જાતિ જેવા પહેલાં ની, અને નરને નાન્યતર જેવા પેહેલાં ના આવેછે. ગમે તે જાતિમાં છતાં જે શબ્દયોગી અવ્યય એકારાંત છે, તેમની પેહેલાં એ એની અસરથી ને આવે છે. વળી આમાં કોઈ ના ને ઠામે ની, ને કોઈ ની ને ઠેકાણે ના બોલેછે.

૨૬૦. જેમની પહેલાં ની આવેછે એવા શબ્દયોગીઃ—
અગાઉ, અગાડી, અંદર, આગળ, આરપાર, આસપાસ, ઉપર, કને, ગમે, ગોડે, જોડે, તરફ, નીચે, પુઠે, પુઠળ, પાર, પાછળ, પાસે, પછી, પછવાડે, પેહેલાં, પૂર્વે, પેઠે, પેઠે, પેઠેમ, બહાર, વાંસે, વચ્ચે, વતી, વતે, મધ્યે, માંહે, મારફતે, સન્મુખ, સામા, સામું, સાથે, સામણે, હેઠળ, હેઠે.

૨૬૧. જેમની પેહેલાં ના આવે એવાઃ—
કરતાં, વડે. વના, વિના, સહિત, સમેત, સામા, સમીપ, સોત, સુધાં.

૨૬૨. જેમની પેહેલાં ને આવેછે તે.:-
અર્થે, કાજે, માટે, લીધે, વાસ્તે, કારણે, બદલે, સારૂ, ત્યાં, અહીં. (આ છેલાં ત્રણ એકારાંત ન છતાં તે પેહેલાંને આવે છે).

૨૬૩. શબ્દયોગી અવ્યય ઠેકાણું, કાળ, કારણ વગેરે બતાવેછે. તે ઉપરથી તેના આ પ્રમાણે વિભાગ થઈ શકે.

**૧. સ્થળ વાચક** (અ) અમુકસ્થળ. આસપાસ, આગળ, અગાડી, કને, જોડે, તળે, પુઠે, પુઠળ, પછવાડે, પાસે, ઉપર, પર, સમીપ, સાથે, સહિત, સોત, સુધાં, માંહે, મોઝાર, વચ્ચે, અંદર, બહાર, હેઠે, હેઠળ, તળે, સામણે, સન્મુખ, પર્યંત, લગી, સુધી.

(આ), અપાદાન. થી ઉમેરવાથી થાય.

આગળથી, પાછળથી, પછવાડેથી, ઉપરથી, નીચેથી, ઇ.

(ઇ.) દિશા બતાવનાર. ભણી ગમ, તરફ, લગી, લગણ, પુઠે, પાછળ, પછવાડે, સામા, પાર, આસપાસ, તરફ.

**૨ કાળ વાચક.** અગાઉ, પુર્વે, પેહેલાં, અગાડી, આગળ, પછી, પછે, પાછળ, પછવાડે.

**૩, કારણ દર્શક.** કારણે, કાજે, કરીને, લીધે, વડે, વાસ્તે અર્થે, સારૂ, થકી (પાંચમીનો પ્રત્યય ગણી લેવો), હસ્તુ, હસ્તક, મારફતે, વતે, બદલે. વડે.

૪. **બીજા.** વગર, વિના, વિણ, સિવાય, ઉપરાંત, સુધાં, સુધાંત, સમેત, સહિત, વિષે, સંબંધી, પ્રતિ, પ્રત્યે, પાએ.

શબ્દયોગી અવ્યય ક્રિયાપદ સાથે સંબંધ રાખે છે, અને ક્રિયાવિશેષણ પણ ક્રિયાનો ગુણ બતાવવાથી તેના સંબંધમાં છે, માટે આ બે વર્ગના શબ્દ ઘણીવાર ભેળસેળ થઈ જાય છે. બંનેના આપેલા શબ્દ તપાસતાં માલમ પડશે કે ઘણા શબ્દ બંને વર્ગમાં લખેલા છે. એમને ઓળખવાની નિશાની એવી છે કે જો કોઈ શબ્દ સાથે જોડાઇને ક્રિયાપદ સાથે વપરાય તો શબ્દ યોગી, અને એકલા છુટા વપરાયા હોય તો ક્રિયા વિશેષણ થાય, જેમ, મારી આગળ તે પડ્યોછે, અને તે આગળ પડ્યો, હુમાયુ પછી અકબર થયો, અને તમે પછી આવજો. પેહેલા ને ત્રીજા વાકયમાં આગળ ને પછી શબ્દયોગી;ને બીજા ચોથામાં તેઓ ક્રિયાવિશેષણ છે.

ખરૂં જોતાં વાક્યની અંદર શબ્દયોગી અવ્યય ને વિભક્તિનું કામ એકજ જાતનું છે. બંને શબ્દ સાથે જોડાઇને ક્રિયા સાથે સંબંધ રાખે છે. આથીજ એક વ્યાકરણી જેને વિભક્તિ ગણે છે, તેને બીજો શબ્દયોગી અવ્યય માને છે. વળી જે ભાષામાં વિભક્તિ થોડી છે, તેમાં વિભક્તિનું કામ શબ્દયોગી વડે થાય છે. માં ને માંહિ, થી ને વડે એમાં કંઈ તફાવત નથી, તથાપિ પેહેલાને વિભક્તિમાં ને બીજાઓને શબ્દયોગી અવ્યયમાં ગણીએ છીએ; કેમકે તેમાં પ્રત્યય ને શબ્દમાં જે તફાવતછે તે જોવામાં આવેછે. એ વિષે પાછળ વિભક્તિમાં જુઓ.

૨૬૪. ક્રિયાવિશેષણને શબ્દયોગી લાગે ત્યારે બંનેનું જુદું વ્યાકરણ કરીએ અથવા ભેગું ક્રિયાવિશેષણ કરીએ તોપણ ચાલે. જેમ, ત્યાર પછી, હવે પછી.

૨૬૫. વિભક્તિ ને શબ્દયોગી એક જાતના છે માટે, શબ્દ યોગી સાથે વિભક્તિ હોય તો જાણે બેવડો શબ્દયોગી થયો, એમ સમજી વિભક્તિ સહિત શબ્દયોગી ગણવો, જેમ ઘર ઉપરથી, ક્રોધ કર્યા મુજ ઉપરે (ઉપર).

૨૬૬. ઉપરનાં ઉપલો-લી-લું ૪૦. આગળનાં આગલો-

લી-લુ, ઇ. પાછળનાં પાછલો-લી-લુ ઇ. એવાં રૂપ થઇને વિશેષણ અર્થે વપરાય છે. ઉપલો માળ, નીચલી બારી, આગલી વાત.

### ઉભયાન્વયી અવ્યય.

૨૯૭. જે અવ્યય બે વાકયને અથવા (એકજ વાકયમાં) બે શબ્દને જોડે છે તે ઉભયાન્વયી અવ્યય કહેવાય છે. જેમ, તે આવ્યો અને લખવા બેઠો, રાજા ને રાણી પધાર્યા.

ઉભયાન્વયીનો ખરો ઉપયોગ બે વાકય જોડવાનો છે, અને તેથીજ કેટલાક તેવી વ્યાખ્યા આપે છે. જ્યાં એકજ વાક્યમાં એ વપરાયછે, ત્યાં પણ બે વાકયનું તે એક વાકય બનેલુંછે, એમ તેઓ કહેછે. જેમ, રાજા ને રાણી પધાર્યા, એટલે રાજા પધાર્યા. ને રાણી પધાર્યા. એ વાત ખરી છે, તથાપિ કેટલાંક વાક્ય એવાં છે કે જેમને તોડીને બે જુદાં વાક્ય કરી શકાય નહીં. જેમ, બે ને બે મળીને ચાર થાય છે. રાજા ને રાણીનું સુશોભીત જોડું છે. અ ને ब વચ્ચે બસે રૂપીઆ છે. એટલે એકજ વાક્યમાં પણ બે શબ્દને ઉભયાન્વયી અવ્યય જોડે એમ કહેવું દુરસ્ત છે.

૨૯૮. ઉભયાન્વયી અવ્યયના પાંચ પ્રકાર કરી શકાય.

૧. સમુચ્ચય દર્શકઃ—અને, તથા, ને.

૨. વિકલ્પદર્શકઃ—કિંવા, અથવા, વા, અગર, કે.

૩. વિરૂદ્ધ અર્થ દર્શકઃ—પણ, પરંતુ, સામું, તથાપિ, તોપણ.

૪. કારણબોધકઃ કેમકે, કેમજે, કાંજે, એટલે, તો, નહિ તો, નીકર, જો, માટે, તેથી, એથી, તેથી કરીને, કારણકે.

૫. વાક્યવર્ધકઃ— કે, જે.

કેટલાંક ઉભયાન્વયીની જોડછે. એટલે બે વાકય જ્યારે સંધાયછે, ત્યારે એક શરૂઆતમાં ને બીજું બે વાકયની વચમાં વપરાય છે, તેમને સંકેતબોધક ઉભયાન્વયી કહીએ. જેમ, જો તે આવશે તો હુ આવીશ, જોકે (જો પણ) સાચું બોલતાં જીવ જાય તોપણ ખરા નીતિવાન જુઠું

બોલતા નથી, **અગરજો** જુઠાનું કહેવું સાચું હોય, **તોપણ** કોઈ તેના કહેવાપર વિશ્વાસ રાખતું નથી. **જ્યારે** તમે આવશો **ત્યારે** તે આશે. જ્યારે ને ત્યારેને ક્રિયાવિશેષણમાં પણ ગણાય, પણ અહીં બે વાકયને સાંધવાનો ગુણ તેમનામાંછે. એજ રીતે જેમ ને તેમનું પણ સમજવું.

તે માટે, તેથી, એથી કરીને ઇ. સંયુક્ત શબ્દો ગણતાં તેમનામાં ઉભયાન્વયીપણું છે. પણ ખરૂં જોતાં તે અને એ સર્વનામ છે, અને તેમને વિભક્તિ અથવા શબ્દયોગી **અવ્યય** લાગીને અહીં વપરાયાં છે. એકલું માટે ઉભયાન્વયી છે ખરૂં.

કારણ કે, કેમકે, કાંકે. એમને પણ છુટા પાડી શકાય. અને કારણ એ નામ, અને કેમ, કાં એ ક્રિયા વિશેષણના વર્ગમાં જાય. બાકી કે રહે તેજ ખરો ઉભયન્વયી છે, કારણ કે એટલે કારણ એછે કે; કેમકે, કાંકે એ કેમ-કાં એવું કહુંછું કે, અમના સંક્ષેપ છે.

## કેવળપ્રયોગી **અવ્યય.**

૨૬૯. હરખ,શોક, તિરસ્કાર, આશ્ચર્ય, આદિ મનોવિકાર જણાવવાને જે શબ્દો એકદમ બોલાઇ જવાય છે, અને જેઓ વાકય સાથે સંબંધ નહીં રાખતાં નોખાજ વપરાય છે, તેમને કેવળ પ્રયોગી અથવા ઉદ્‌ગારવાચક અવ્યય કહેછે. કેવળપ્રયોગી એટલે એકલા આવનાર, અને ઉદ્‌ગાર એટલે એકદમ મોમાંથી ઓટકારની પેઠે કહાડી નાખેલા.

૨૭૦. હર્ષ શોકાદિ મનોવિકાર પ્રમાણે કેવળપ્રયોગીને આ પ્રમાણે ગોઠવી શકાય.

અ. હરખ.:-હાશ, હાશાશ, આહા, વાહ, અહા.

આ. શોક,:-અઁ, અંઃ, આં, અરે, અરેરે, અરરર,ઓય, ઓયઓય, ઓયરે, રે, હાય, હાયહાય, હાયહાયરે, ઓ હો, હે.

ઇ. તિરસ્કાર.:-થુઃ, છીઃ, છી,છીટ, છટ, હત, ઊંઃ, અઃ, ધિક, ધિકધિક, ફટ, ફટફટ.

ઈ. આશ્ચર્ય. ઓહો, હેં,આહા,વાહ, વાહવાહ, વાહરેવાહ.

૭. બીજા. ખરે, ખરેખર, ખરેખાત, ચુપ, જો, પોઇસ, બસ, ભલે, સાબાશ, ધન્ય; ધન્યધન્ય, વારૂ, વારૂવારૂ, હાજી, હાં, એ, સ્વસ્તિ, કાં, બસબસ, ચુપચુપ.

જે શબ્દો બીજા વર્ગના છતાં કેવળપ્રયોગીની માફક એક દમ બોલવામાં આવે તેમને કેવળપ્રયોગી નહીં ગણતાં, તેઓ જે વર્ગના હોય, તે વર્ગમાં તેમને ગણી લેવા. એ વધારે સરસ છે; કેમકે કેવળપ્રયોગીના ભાવમાં વખતે પ્રાતિપદિક, ક્રિયાપદ, અને વખતે આખું વાક્ય કે તેનો ભાગ આવેછે, તે બધાંને કેવળપ્રયોગી અવ્યય ગણવાં દુરસ્ત નથી.

પ્રાતિપદિક—રામરામ, શિવશિવ, હરિહરિ, ખબરદાર, બાપરે, ભાઇરે, અરે રામ, અરે બાપ, ભોગ, અદૃષ્ટ, કિસ્મત, શો ગજબ, શી મઝા, શો કોપ, શું ડહાપણ,

ક્રિયાપદ. સમજ, જો, જાણ્યું.

વાક્ય. સિઝર તે કેવો લડાયક! જે એકવાર વાંચીને પાઠના પાઠ બોલી જાય તેની કેવી યાદદાસ્ત!

---

## સિદ્ધ અને સાધિત શબ્દો.

૨૭૧. ભાષામાં કોઈ એક મૂળ શબ્દ ઉપરથી થોડો ઘણો ફેરફાર થઇને, તેને મળતા જુદા જુદા અર્થના ઘણા શબ્દ થાયછે. (ક.૧૭૨ નીચે જુઓ) એ ઉપરથી શબ્દના બે વર્ગ કરી શકાય, સિદ્ધ અને સાધિત.

૨૭૨. જે શબ્દ બીજા કોઈ શબ્દથી ઉત્પન્ન થયા નથી, પણ પોતે મૂળ શબ્દ છે, અથવા જેનું મૂળ જણાતું નથી, તે સિદ્ધ અથવા રૂઢ શબ્દ કહેવાય છે. જેમ ઘોડો, ઝાડ, કૃ, વદ્, બ૦. સિદ્ધ શબ્દની અંદર બધા મૂળ ધાતુ અને નામ આદિ બીજા વર્ગમાંના કેટલાક શબ્દ આવે છે.

૨૭૩. સિદ્ધ શબ્દ ઉપરથી જે શબ્દો ઉત્પન્ન થાયછે તેને સાધિત શબ્દ કહે છે. સાધિત શબ્દના બે વર્ગ છે. ૧ યૌગિક અને ૨ યોગરૂઢ.

૨૭૪. જે શબ્દનો અર્થ, તેના અવયવના અર્થ વડે ઉત્પન્ન થાયછે તે યૌગિક. જેમ, પ્રાણી–જેનામાં પ્રાણ–જીવ છે તે; લવાર (લોહ+કાર) લોહ-લોઢું ઘડનાર.

૨૭૫. જે શબ્દનો યૌગિક અર્થ થાય, પણ અમુક પદાર્થનેજ તે લાગે ત્યારે તે શબ્દને યોગરૂઢ કહે છે. જેમ, જળમાં રહેનારી તે જળો. યૌગિક અર્થ પ્રમાણે જે જે જંતુ જળમાં રહે તે જળો કહેવાય, પણ એ શબ્દ અમુક પ્રાણીનેજ લગાડ્યો, માટે તે યોગરૂઢ કહેવાય. એજ પ્રમાણે પંક એટલે કાદવમાં થાય તે પંકજ, પણ તેથી ફકત કમળજ અર્થ થાય છે. તુરંગ,(તુરં એટલે જલદી ને ગ એટલે જનાર) જલદી જનાર, પણ તે ઘોડાનેજ લાગે છે. હીમાલય, ચક્રપાણી, લંબકર્ણ, દીવાળી, એ યોગરૂઢ શબ્દ કહેવાય.

૨૭૬. ભાષામાં સિદ્ધ શબ્દો બહુ થોડા હોય છે. તેઓમાં વૃદ્ધિ થતી નથી. પણ તે ઉપરથી ઉપસર્ગ, પ્રત્યય, અને સમાસ વડે બીજા ઘણા સાધિતશબ્દો થાય છે. માટે, જે સિદ્ધ શબ્દો (ધાતુઓ)થી ઘણા શબ્દ ઉત્પન્ન થાયછે તે, અને ઉપસર્ગ, પ્રત્યય, સમાસ, કેટલાક સાધિતશબ્દો સાથે, નીચે આપ્યા છે.

૨૭૭. મૂળધાતુ અને તે ઉપરથી થતા સાધિત શબ્દઃ-

અંજ્ (આંજવું), અંજન, આંજણી, નિરંજન.

અટ્ (જવું), દેશાટણ, પર્યટન, અટણ.

અસ્ (હોવું), અસ્તિત્વ, આસ્તિક, નાસ્તિક, તથાસ્તુ.

ઈક્ષ્ (જોવું), પરીક્ષા, અપેક્ષા, નિરીક્ષા.

કૃ (કરવું), પૃષ્ટ ૪૮ મે કલમ ૧૭૨ મી જુઓ.

કથ્ (બોલવું), કથા, કુથલી, કહેવત, કહાણી, કહેવું.

કલ્ (કળવું), કળા, નિકાલ, કળવું, નિકળવું, સાંકળાં, સંકળના.

ક્રમ્ (ચાલવું), ક્રમ, અનુક્રમ, વિક્રમ, પરાક્રમ.

ખ્યા (બોલવું), આખ્યાન, રૂપાખ્યાન, વ્યાખ્યા, પ્રખ્યાત, વિ-

ખ્યાત, ખ્યાતી.

ગણ્ (ગણવું), ગણિત, અંકગણિત, અગણિત, ગુણાકાર, ગણના.

ગમ્ (જવું), ગમ, ગતિ, ગમન, સંગમ, આગમન, ખગ.

ગ્રસ્ (ગ્રહણ કરવું), ગરાસ, ગરાશીઓ, ખગ્રાસ, ગ્રાસ.

ગ્રહ્ (ગ્રહણ કરવું), ગ્રહણ, સંગ્રહ, વિગ્રહ, ગ્રાહક, ઘરાક.

ચર્ (જવું), સંચરવું, સાંચરવું, ખચર, ભૂચર, જળચર.

ચલ્ (ચાલવું), ચાલ, કુચાલ, ચલિત, અચળ, ચલણ, ચલણી, ચાળવું, ચાળણી.

ચિત્ (સાંભળવું, જાણવું), ચિત, સચેત, ચેતવું, સચ્ચિદાનંદ, ચૈતન, ઓચિંતું.

છિદ્, છેદ્ (છેદવુ), છેદન, ઉચ્છેદીયું, સમચ્છેદ, છેદ, અવિછિન્ન, છીણી.

જન્ (જનમવું), જણવું, જન્મ, પૂર્વજ, પંકજ, તનુજ, વંશજ, જણતી, જનુની.

જી (જીતવું), જીતવું, જય, પરાજય, વિજય, અજીત, જે.

ણમ્ (નમવું), નમવું, નમન, પ્રણામ, નમણું.

તપ્ (તપવું), તપવું, તાપ, તાવ, પ્રતાપ, સંતાપ, પશ્ચાત્તાપ. તાવવું.

તુલ્ (તોળવું), તોળવું, તોલો, તુલા, અતોલ, સમતોલ, સંતોલો, તોળાટ.

તૃ (તરવું) તરવું, તારો, તરી, તર, તારવું, તારણ, ભવતારણ, જળતરણ, અવતાર, તરણું.

ત્રુટ્ (ત્રુટવું), ત્રુટવું, તોડવું, તોડ, તોટો, તોટક, ત્રુટક.

દહ્ (બાળવું), દહન, અગ્નિદાહ, જ્વલદાહ, દાહ, દગ્ધ.

દા (દેવું), દાતા, દેવું, દાન, દેણ, દેવાદાર, સુખદાયક, સુખદ, દાવો, દાપું.

દૃશ્ (દેખવું), દેખવું, દૃષ્ટી, દર્શન, પ્રદર્શન, પારદર્શક.

ધા (ધારણ કરવું), સંધાન, અનુસંધાન, વિધાન, સુધા.

ધૃ (ધારણ કરવું, ધારવું), ધરવું, ધારવું, ધારણા, ભૂધર, ધરણીધર, આધાર, નિરાધાર, ગદાધર.

પચ્ (સ્પષ્ટ–વિસ્તાર કરવો, સિજવવું), પચવું, પાકવું, પ્રપંચ, પાચન, પાક, પરિપકવ, પકવાન.

પત્ (પડવું, ઐશ્વર્ય), પતન, પતીત, પાતક, પતિ, મહિપતિ.

પુષ્ (પોષવું', પોષવું, પોખવું, પોષણ, પુષ્ટ, પુષ્ટી માર્ગ.

પૂર્ (સંતોષવું. પુરૂં કરવું), પૂરવું, પૂર્ણ, પરિપૂર્ણ, સંપૂર્ણ, પુરણ, અપૂર્ણ.

બંધ્ (બાંધવું), બાંધવું, બંધન, સંબંધ, નિબંધ, પ્રબંધ, બંધી, બંધીઆ.

બુધ્ (જાણવું), બોધ, સુબોધ, સંબોધન, બુદ્ધિ.

ભજ્ (સેવા કરવી, ભાગવું), ભજવું, ભજન, ભક્તિ, ભાગવું, ભાગ, ભાગાકાર, ભાંજણી, ભાજક, અવિભાજ્ય, વિભાગ, વિભક્તિ.

ભાષ્ (બોલવું), ભાખવું, ભાષા, ભાષ્ય, ભાષણ, સંભાષણ, આભાષ, પરિભાષા.

ભૂ (થવું), ભાવ, ભૂત, ભવ, અનુભવ, નિભાવ, સ્વભાવ, અભાવ.

ભૃ (ભરવું), ભરવું, ભરણ, ભાર, ભારો, આભાર.

ભ્રમ્ (ભમવું), ભમવું, ભ્રમણા, ભ્રમણ, ભ્રમર.

મદ્ (ગર્વ કરવો, ઉન્મત્ત થવું, પીમા થવું), મદ, મદન, ઉન્મત્ત, ઉદમાત, મંદ.

મહ્ (મોટું થવું, સન્માન દેવું), મહંત, મહત, મહા, મહી.

મા (માપવું, શબ્દધ્વની કરવી), માન, કાળમાન, માવું, અનુમાન, ઉપમાન, માપ, અમાપ.

મૃ (મરવું), મરવું, મરણ, મૃત્યુ, અમર, માર. મારવું.
રચ્ (રચવું), રચવું, રચના, રચનાર, રાચ.
રંજ્ (ખુશ કરવું, રંગવું), રંગવું, રંગ, રંજન, રંગરેજ, મનો-રંજક, રંજક.
રમ્ (રમવું, મોજ કરવી),રમવું, રમત, રમણ્ય, રમણિક.
રક્ષ્ (રક્ષણ કરવું), રાખવું, રાખ, રક્ષણ, રક્ષા, રક્ષક, રખે-વાળ, સંરક્ષણ, અંગરખું. પગરખું.
રાજ (દીપવું), રાજ, રાજા,રાજન, મહારાજ, રાજી.
રુધ્ (ઉલટા થવું, આડે આવવું), વિરુદ્ધ, વિરોધ, રૂંધાવું.
લગ્ (સ્પર્શ કરવો), લગ્ન, લાગવું, સંલગ્ન, લાગણી, લાગ.
લભ્ (પ્રાપ્ત થવું), લાભ, દુર્લભ, સુલભ.
લક્ષ્ (જોવું, નિહાળવું), લક્ષ, લક્ષણ, વિલક્ષણ, અપલક્ષણ.
લિખ્ (લખવું), લખવું, લેખન, લેખક, લેખણ, લખીતંગ, લખત, લખાણ.
લિપ્ (લીંપવું). લીંપવું, લેપન, લેપ, લીંપણ.
લી (રહેવું, બળવું, મિટવું), લીન, લીલા, તલ્લિન, લય, પ્રલય.
લુટ્ (હાલવું, ચોરવું), લોટવું, આલોટવું, લુંટવું, લુંટારો, લુંટ.
વચ્ (બોલવું), વકતા, વચન, વાંચન, વાચા, વાચ્ય.
વદ્ (વંદન કરવું, બોલવું), વંદન. વદન, વાદ, વદવું, વિવાદ, સંવાદ, અપવાદ, વાદી, પ્રતિવાદી.
વર્ણ્ (વર્ણન કરવું, રંગદેવો), વર્ણવવું, વર્ણ. સુવર્ણ, વરણ.
વસ્ (વસવું, આચ્છાદન કરવું), વાસ, નિવાસ, પ્રવાસ, વાસી, વસ્ત્ર, વાસો, મેવાસ.
વહ્ (વહેવું), વહાણ, વાહન, મંદવાહક, વહેવું, વહેલ, વહાણું, અપ્રવાહી, વૈતરૂં.
વિચ્ (પ્રથક્ કરવું. વિવેક કરવો), વેચવું, વહેંચવું, વિવેચન, વેચાણ, વિવેક.

વૃત્ (હોવું, રેહેવું), વૃત્તિ, આવર્ત્ત, પરાવર્ત્તન, પુનરાવર્ત્તન, આવૃત્તિ, નિવૃત્તિ, પ્રવૃત્તિ.

શક્ (શક્તિમાન કરવું, શંકા કરવી), શક્ય, અશક્ય, શકિત, અશક્ત, શક, શંકા, નિઃશંક.

શાસ્ (કેહેવું, અમલ કરવો), શાસ્ત્ર, શાસ્ત્રી, શિષ્ય, શાસન.

શિષ્ (ગુણ બતાવવો, બાકી). વિશેષણ, વિશેષ, શેષ, નિઃશેષ.

શ્રુ (સાંભળવું), શુણવું, શ્રોતા, શ્રુતિ, શ્રવણ.

ષિધ્ (સિધ થવું, જવું), સિદ્ધિ, સિદ્ધ, નિશેધ, સિધાવવું.

ષિવ્ (સેવા કરવી, સીવવું,) સેવવું, સીવવું, સેવા, સેવન, શીવણી, શેવક.

ષ્ટા (ઉભા રેહેવું), સ્થાન, સ્થાનક, સ્થિર, ઉપસ્થ, સ્થાન.

સંજ્ (લાગવું), સંગ, પ્રસંગ, કુસંગ, સંગત.

સૃ (જવું), સરવું, નિસરવું, પ્રસરવું, પસરવું.

સૃજ્ (ત્યાગ કરવો, રચવું), વિસર્જન, વિસર્ગ, ઉપસર્ગ, ઉત્સર્ગ, સૃજવું, સરજનહાર, સૃષ્ટિ.

સ્તંભ્ (બંધ કરવું), થંભવું, થોભવું, થાંભલો.

સ્તૃ (આચ્છાદન, પ્રસરવું), વિસ્તાર, પ્રસ્તાર, અસ્તર.

હૃ (હરવું), હરણ, હરવું, હરી, સંહાર, પ્રહાર, વિહાર.

જ્ઞા. (જાણવું, હુકમ કરવો), જ્ઞાન, આજ્ઞા, વિજ્ઞાન, પ્રતિજ્ઞા, સંજ્ઞા.

## ઉપસર્ગ.

૨૭૮. જે અક્ષર અથવા અક્ષરો શબ્દની પેહેલાં મુકાઇને, તે શબ્દના અર્થમાં ફેરફાર કરે છે, તેને ઉપસર્ગ (પાસે જનાર) કહેછે. ઉપસર્ગ છુટા હોય તો કંઈ અર્થ બતાવતા નથી. જેમ, બળ (જોર), અને નિર્+બળ=નિર્બળ (જોર રહિત). બોધ (શિખામણ) ને સુ+બોધ=સુબોધ (સારો બોધ). આમાં નિર્, ને સુ એ ઉપસર્ગ કહેવાય.

૨૭૯. સંસ્કૃત ઉપસર્ગો નીચે પ્રમાણે.

અ, અન્, અણ[1](વિના,નહીં), અધર્મ, અબળા,અસત્ય,અનર્થ, અનાચાર, અનેક, અનુપમ,અણકસબી, અણગમતું, અણદીઠું, અણબનાવ.

અધિ (ઉપર), અધિપતિ,અધિકાર,અધ્યક્ષ,અધિકરણ.

અનુ (પછી, મળતું), અનુસ્વાર, અનુમત, અનુચર, અનુપ્રાસ.

અંતર્ અંતઃ(અંદર, વચે), અંતર્ધ્યાન, અંતર્દૃષ્ટી, અંતઃકરણ, અંતઃપુર.

અપ, અવ (ખોટું, હલકું,પાછળનું),અપમાન, અપકીર્ત્તિ, અપેક્ષા, અપશબ્દ, અપજશ, (અવજશ),અવદશા.

અભિ (ચોગમ, ભણી), અભિમાન, અભિલાખ, અભિષેક, અભ્યાગત.

આ (સુધી, મર્યાદા, ન્યુનતા), આજ્ઞા, આકાર, આધાર, આઘાત, આચાર્ય, આરડવું,આરોગ્યતા.

ઉત્ (ઊંચું, ચડતું), ઉત્તમ, ઉત્પન્ન, ઉન્મત, ઉત્કૃષ્ટ.

ઉપ (પાસેનું, નાનું), ઉપસર્ગ, ઉપકાર, ઉપદેશ, ઉપસાગર, ઉપનામ, ઉપગુરૂ, ઉપવેદ, ઉપશાખા.

કુ(ખોટું), કુકર્મ, કુદૃષ્ટી, કુપાત્ર, કપુત (કુપુત), કુચાલ.

દુસ્, દુઃ, દુર્ (ખોટું), દુષ્કર્મ, દુઃખ, દુર્ગુણ, દુર્બળ.

ન (નહીં), નકામું, નાન્યતર, નપુંસક, નાસ્તિક, નજીવું.

નિ (છેક, હમેશ), નિકાલ, નિષેધ, નિવાસ.

નિસ્, નિઃ, નિર્ (નહીં, નકી), નિઃસંશય, નિશ્ચિંત, નિશ્ચય, નિષ્કપટ, નિષ્કામ, નિષ્ફળ, નિર્ધન, નિરંતર.

પર (પારકું), પરરાજ, પરમુલક, પરદેશ, પરાધિન.

---

[1] અ વ્યંજનની પેહેલાં અને અન્ સ્વરની પેહેલાં મુકાયછે. અન્ ઉપરથી અણ થયા છતાં તે બહુધા વ્યંજનની પેહેલાં મુકાયછે.

પરા (બહુ), પરાકાષ્ટા, પરાક્રમ, પરાજય, પરાભવ.
પરિ (ચોફેર, સર્વત્ર), પરિશ્રમ, પર્યટન, પરિહાર, પરીક્ષા, પરિવાર, પરિતાપ, પરિપક્વ, પરિમાણ.
પુનઃ, પુનર્ (ફરીથી), પુનઃસંસ્કાર, પુનર્વિવાહ, પુનર્જન્મ, પુનર્લગ્ન, પુનરપિ, પુનરૂક્તિ, પુનરાવૃત્તિ.
પ્ર (વિશેષ, આગળ), પ્રતાપ, પ્રયત્ન, પ્રખ્યાત, પ્રસિદ્ધ, પ્રબળ, પ્રભુ, પ્રમુખ, પ્રધાન, પ્રમાણ.
પ્રતિ (સામું, ફરી, ઉલટું, દરેક), પ્રતિકૂળ, પ્રત્યાઘાત, પ્રત્યુત્તર, પ્રતિબિંબ, પ્રતિપક્ષ, પ્રતિષ્ઠા, પ્રત્યય.
વિ (વિશેષ, વિયોગ), વિક્રમ, વિશેષ, વિખ્યાત, વિનાશ. વિસ્મૃતિ, વિયોગ, વિચિત્ર.
સ, સહ (સાથે), સગુણ, સટીક, સપ્રમાણ, સકર્મક સજીવન, સહકુટુંબ, સહવર્તમાન, સહવાસ.
સં (સાથે, સારૂં), સંભવ, સંસ્કૃત, સંવાદ, સંરક્ષણ, સંગત.
સુ (સારૂં), સુજન, સુપુત્ર, (સપુત), સુનીતિ, સુબોધ.
( સુમાંથી ઉ ઉડી જવાથી આ અને ઉપર જણાવેલો સ એ બંને ઉપસર્ગ ભેળસેળ થઈ જાયછે).
સત્, સદ્ (સારૂં), સત્કર્મ, સદાચરણ, સદ્ગુણ.

૨૮૦. ફારસી તથા અરબી ઉપસર્ગ.

ગેર, ગૈર (ફારસી) વિના. ગેરહાજર, ગેરબંદોબસ્ત, ગેરવાજબી, ગેરમેહેરબાની, ગેરઆબરૂ, ગેરકાયદે.
ના (ફારસી) નહીં. નાપાક, નાપસંદ, નારાજી, નાદાર, નાદાન, નાલાયક, નામર્દ. નાટક શબ્દ સંસ્કૃતછે માટે
બે (ફારસી) નહીં. બેદરકાર, બેબોલી, બેઅદબ, બેઇમાન, બેડોળ, બેપરવા.
લા (અરબી) નહીં. લાઈલાજ, લાચાર.

કમ‡ (ફારસી) ઓછું. કમજોર, કમનસિબ, કમજાત,
ખુશ (ફા.) આનંદી, ખુશબો, ખુશમિજાજ, ખુશખબર.
ખૂબ (ફા.) સારૂં. ખૂબસુરત, ખૂબમજા.
નેક (ફા.) સારૂં, અદલ.નેકરાજ, નેકઇનસાફ,નેકનામદાર.
બદ(ફા.) ખરાબ. બદનામ, બદસુરત, બદશિકલ, બદબો,
બદરંગ, બદફેલ.
બિન (હિંદુસ્તાની, મૂળે સં.) વિના. બિનમજુરી, બિન
અપરાધ, બિનતકશીર, બિનવારસ.

**પ્રત્યય.**

૨૮૧. જે અક્ષર અથવા અક્ષરો શબ્દને છેડે મુકાઇને તેમના અર્થમાં ફેરફાર કરે છે, તે અક્ષર અથવા અક્ષરો પ્રત્યય કહેવાયછે.છુટા પ્રત્યયમાં કંઈ અર્થ હોય નહીં.

૨૮૨. જાતિ, વચન, વિભક્તિ. અને કાળના પ્રત્યય વિષે વિચાર કરી ચુકયા. હવે બીજી જાતના પ્રત્યય, જેઓ ધાતુ ઉપરથી નામ, વિશેષણ આદિ, અને નામ ઉપરથી વિશેષણ, વિશષણ ઉપરથી નામ, ઈ૦ કરેછે, એવા પ્રત્યય પુશ્કળછે. તેમનાથી હજારો શબ્દ ઉત્પન્ન થાયછે, ને જોઇએ ત્યારે નવા નવા સંસ્કૃતમાં લેવાય છે. એ બધાનું સવિસ્તર વર્ણન કરતાં લંબાણ બહુ થાય, માટે કેટલાક ઘણા જાણીતા અહીં આપ્યા છે.

૨૮૩. ધાતુ ઉપરથી નામ થાય એવા પ્રત્યયઃ-
(મૂળ ધાતુ). માર, ચોર, ધો, તોડ, ધાવ.

---

‡ કમથી માંડીને નીચેના, તથા કેટલાક સંસ્કૃતમાંનાપણ ખરા ઉપસર્ગ ગણાય નહી. તેઓ મૂળે શબ્દછે, ને છુટા વપરાઈ શકે એવાછે, માટે તેમના મળવાથી ખરૂ જોતાં સમાસના શબ્દ થાય (જુઓ સમાસમાં).

અન, અણ. દર્શન, પ્રદર્શન, વાંચન, મરણ, તારણ, પોષણ.

આ. ચિંતા, પીડા, તુલા, શિક્ષા, ભિક્ષા, રક્ષા.

આટ. ચળકાટ, ગભરાટ, સળવળાટ, કમકમાટ.

આમણ-આમણી. શીખામણ, ગભરામણ, પેહેરામણી, શીવડામણી.

આવ. ચઢાવ, પડાવ, ઢોળાવ, વટાવ, ઠરાવ.

આવટ. બનાવટ, સુધરાવટ.

ઈ. યોગી, બોલી, બંધી, ચોરી.

ણી. કરણી, રેહેણી, મચાવણી, ચાલણી, બેસણી, આંકણી, ઓઢણી, શીવણી.

ણ. માગણ, વલણ, ચલણ, ઘુંચવણ, કહેણ.

ણું. ચાવાણું, ભરણું, દળાણું (દયાણું), ગળાણું (ગયાણું) બેસાણું.

તા. શ્રોતા, વકતા, ભર્त्ता, કર્ત્તા, હર્ત્તા.

તિ. કૃતિ, ગતિ, સ્મૃતિ, શ્રૃતિ.

૨૮૪. નામ ઉપરથી નામ કરવાના પ્રત્યયઃ—

આઈ. શેઠાઈ, ભકતાઈ, માણસાઈ.

કર, ગર. દિનકર, નિશાકર, ચુડગર, ડંબગર, જાદુગર.

કાર, આર. લોહકાર-લવાર, સોનાર, જયકાર, થેઈકાર.

ગાળો. કેરીગાળો, આંબાગાળો, લગ્નગાળો.

ડો૧-ડી ડું. ભાઈડો, વાછડો-ડી-ડું, દોરડો-ડી-ડું, આંખડી, રાતડી, છાતડી, પલંગડી, મુખડું, ગામડું.

ડલી. આંખલડી, રાતલડી, વાંસલડી, પ્રીતલડી.

પાળ-વાળ. ક્ષેત્રપાળ, ભૂપાળ, ગોપાળ, રખવાળ, ગોવાળ, કોટવાળ.

---

૧ડો, લો, કડું પ્રત્યય આવીને વસ્તુનું નાનાપણું કોઈવાર કરેછે. જેમ, દોર, દોરડો; પલંગ, પલંગડી; પોતીયું, પોતડી, નાનું, નાનકડું, ઘડો, ઘડુલી, લાકુ, લાકુડી, આંબો, આંબડી.

વટ. ઘરવટ, નાણાવટ, શાહવટ, બહારવટું, દેશવટો.

વાડ-વાડો. કાઠિયાવાડ, ગોલવાડ, કુંભારવાડો, મારવાડ, વોહોરવાડ, બ્યાસવાડો.

શાળ-શાળા ઘોડશાળ, ધર્મશાળા, વિદ્યાશાળા, પાઠશાળા.

ત્વ. દાસત્વ, પુરૂષત્વ, કવિત્વ.

૨૮૫. વિશેષણ ઉપરથી નામ થાય એવા પ્રત્યયઃ—

આઈ. ઉંચાઈ, મોટાઈ, ભલાઈ, વડાઈ.

આણ. ઉંચાણ, પોલાણ, ઉંડાણ.

આશ. રતાશ, ખટાશ, પીળાશ, કચાશ.

કો-કી-કું. એક્કો, દશકો, સૈકકો—સૈકું, એકી, બેકી.

તા. દુષ્ટતા, નવિનતા, ભિન્નતા, કુશળતા.

ત્વ. મહત્વ, ગુરૂત્વ, જડત્વ.

પણ-પણું. મોટપણ, ગાંડપણ, શાણપણું, ડહાપણ.

## સાધિત વિશેષણ.

૨૮૬. ક્રિયાપદથી થનારા.

અક. દર્શક, ઈચ્છક.

આઉ. ઉડાઉ, ખરચાઉ, વેચાઉ, ચડાઉં.

એલ. ફરેલ, રખડેલ, દમેલ, છુટકેલ.

ઈત. શોભિત, રંગિત, પ્રકાશિત.

ઉ, ઉક. કમાઉ, ભિક્ષુક, સ્વદેશહિતેચ્છુ, હિણુકમાઉ, ભાજીખાઉ.

કણો. મારકણો, કરડકણો, બોલકણો, બિહિકણો.

૨૮૭. નામ ઉપરથી વિશેષણ થાય એવા પ્રત્યય.

આળ, આળુ. ઈયાળ-શરમાળ, વાચાળ, દયાળ, કૃપાળુ, દયાળુ, રમતીઆળ, ગમતીઆળ.

ઇ, ઓ. અમદાવાદી, સુરતી, અંગ્રેજી, માળવી, સુખી, દુઃખી, વડનગરો, વિસનગરો.

આઈ. ચીનાઈ, શિક્ષાઈ.

ઈક. ભાવિક, વ્યવહારિક, લૌકિક, નૈયાઈક.

ઇન, ઈન. મલિન, કુલીન.

ઈષ્ટ. લોભિષ્ટ, પાપિષ્ટ, ધર્મિષ્ટ, બળિષ્ટ.

ઇલો-લી-લું. હઠીલો, રસીલી.

કર. સુખકર, દુખકર.

કારક. સુખકારક, દુખકારક.

દાયક. સુખદાયક, દુખદાયક, ફળદાયક.

ય. દંત્ય, ઓષ્ટ્ય, તાલવ્ય, વૈધવ્ય.

૨૮૮. વિશેષણથી વિશેષણ થાય એવા પ્રત્યય.

એરો-રી-રૂં. ઘણેરો, ભલેરી, માટેરો.

મો. પાંચમો, દશમો, બારમો.

**૨૮૯. સાધિત ક્રિયાવિશેષણ, વિશેષણ ઉપરથી.**

ત્ર. એકત્ર, સર્વત્ર.

ધા. બહુધા, સહસ્ત્રધા, કોટીધા.

કરીને. બહુ કરીને, મુખ્યત્વે કરીને, ઘણું કરીને.

૨૯૦. ફારસી પ્રત્યય.

ખાનું. બખરચીખાનું, તોપખાનું, કારખાનું.

ખોર. હરામખોર, હલાલખોર, શેખીખોર, દગાખોર.

ગાર-ગર (ગીરી). ગુન્હેગાર,-ગારી, ગુલામગીરી, મહેતાગીરી, (મેહેતાગરી), શાલગીરી.

ચી. મશાલચી, ખજાનચી, પખાલચી.

દાન, દાની. કલમદાની, મછરદાની, ગુલાબદાની, અતરદાની, કદરદાન.

દાર. દુકાનદાર, જમીનદાર, મોજણીદાર, વહિવટદાર, મામલતદાર.

બાજ. દગલબાજ, અકલબાજ.
મંદ. અકલમંદ, દોલતમંદ.
વાર. ઉમેદવાર, વિગતવાર, તપસીલવાર.

૨૯૧. ફારસી સ્ત, ને સંસ્કૃત સ્થ, ફારસી આબાદ, ને સંસ્કૃત નગર–પટ્ટણ–પુરી–પુર, એ સ્થળ–ગામ વાચક શબ્દો નામની પાછળ પ્રત્યય જેવા આવે છે. જેમ, અરબસ્તાન, તુર્કસ્તાન, રજપુતસ્થાન, સંગ્રહસ્થાન, અહમદાબાદ, હેદરાબાદ, રાજનગર, નવાનગર, મછલીપટ્ટણ, શ્રીરંગપટ્ટણ, લંકાપુરી, કનકાપુરી, જોદ્ધપુર, જેપુર.

## સમાસ.

૨૯૨. બે અથવા વધારે શબ્દનો સંયોગ થવાથી જે એક શબ્દ અથવા પદ બને છે, તેને સમાસ કહે છે. જેમ, રાજમેહેલ, રામરાજ, માબાપ.

સામાસિક શબ્દમાં આવેલા શબ્દોને છુટા છુટા કરીને તેનો અર્થ બતાવવો, તેને વિગ્રહ કહે છે. વિગ્રહ એટલે વેરી નાખવું–છુટા કરવું.

૨૯૩. સમાસમાં કોઇવાર છેલો શબ્દ મુખ્ય હોય છે, કોઈ વાર બધા શબ્દ મુખ્ય, અને કોઇ વાર સમાસમાંનો કોઈ શબ્દ મુખ્ય ન છતાં, કોઈ જુદોજ શબ્દ મુખ્ય થાય. આ ભેદ ઉપરથી સમાસના મુખ્ય ત્રણ ભેદ થાય. તત્પુરૂષ, દ્વંદ્વ, અને બહુવ્રીહિ. પેટાના સમાસ સાથે કુલ આઠ સમાસ અહીં બતાવ્યા છે.

## તત્પુરૂષ.

૨૯૪. સમાસનો છેલો શબ્દ મુખ્ય હોય, એટલે વાક્યના બીજા સબ્દો એકલા છેલા શબ્દ સાથેજ સંબંધ રાખતા હોય, ત્યારે તે સમાસને તત્પુરૂષ સમાસ કહે છે. જેમ કે, ભલી રાજ કન્યા પરણ્યા પછી તરત રાંડી. અહીં ભલી અને રાંડી કન્યા ઉપર આધાર રાખે છે; રાજ ઉપર નહીં.

૨૯૫. તત્પુરૂષ સમાસનો વિગ્રહ કરતાં, પેહેલા ને બીજા શબ્દ વચ્ચે જે જે વિભક્તિ મુકવી પડે, તે તે વિભક્તિનું નામ તત્પુરૂષ સમાસને લાગે છે. છએ વિભકિતના પ્રત્યય તત્પુરૂષ સમાસ થતાં જતા રહે છે, માટે એ સમાસના છ પ્રકાર પડી શકે.

૨૯૬. દ્વિતીયાતત્પુરૂષ-બ્રહ્માર્પણ (બ્રહ્માને અર્પણ), હડતાલ (હાટને તાળાં), ભૂધર (ભૂને ધારણ કરનાર), ભૂનો ધારણ કરનારો એમ અર્થ કરીને—ષષ્ઠી તત્પુરૂષ પણ કરી શકાય.

૨૯૭. તૃતીયા તત્પુરૂષઃ-હસ્તકૃત (હાથે કરેલું), મુખવાદ (મોડે કરેલો વાદ), સમય સૂચકતા (સમયેસુઝવા પણું).

૨૯૮. ચતુર્થી તત્પુરૂષઃ-ઘોડશાળ (ઘોડાને સારૂ જગા).

૨૯૯. પંચમી તત્પુરૂષઃ-ચોરભય (ચોર થકી ભય, ચોરનો પણ કહેવાય), તેમજ પદભ્રષ્ટ, રાજભ્રષ્ટ, ભુખમરો.

૩૦૦. ષષ્ઠી તત્પુરૂષ-રામજીમંદીર,રાજમેહેલ સુખસજ્જા, ચંદ્રોદય, દેવભકિત, દેવસેવા. આ વિભકિતના સમાસઘણાછે. વળી બીજી વિભકિતઓ વિષે છેક બારીક વિચાર ન કરે તો તેમાંના ઘણાક ષષ્ઠી તત્પુરૂષ જેવા જણાશે.

૩૦૧. સપ્તમી તત્પુરૂષ સમાસ—આકાશ દીવો, આકાશવેલ, જળચર, વનચરે, ખચર, જળક્રિડા, દેશસ્થ.

પેહેલો શબ્દ સર્વનામ હોય તો તેને લાગેલી વિભક્તિનો લોપ કરીનેગુજરાતીમાં સમાસ કરવામાં આવતો નથી. પ્રૌઢ ભાષા વાપરતાં જો સમાસ કરે છે,તો સર્વનામનું રૂપ સંસ્કૃત પ્રમાણે થાયછે. જેમ, તચ્ચરિત્ર (તેનુંચરિત્ર), તદુત્પત્તિ (તેનાથી થએલી ઉત્પત્તિ).

૩૦૨. તત્પુરૂષના પેટા વિભાગ ચારછે. કર્મધારય, દ્વિગુ, મધ્યમપદલોપી, અને અવ્યયીભાવ.

## કર્મધારય.

૩૦૩. તત્પુરૂષ સમાસ ને કર્મધારયમાં ફેર એટલોજ કે તત્પુરૂષમાં પેહેલું ને બીજુ બંને પદ મુખ્ય હોઇને તે બેનો સંબંધ વિભક્તિ વડે થએલો હોયછે. પણ કર્મધારયમાં વિશેષણ વિશેષ્ય ભાવ પેહેલા ને બીજા પદમાં રેહેલોછે. એનું પેહેલું પદ વિશેષણ હોયકે વિશેષણના ભાવમાં વપરાતું નામ હોયછે. પેહેલું પદ નામ હોય ત્યાં વિગ્રહ કરતાં પેહેલા શબ્દ પછી જેવું, જે, એ શબ્દ વધારીએ છીએ, અને બીજા શબ્દને વિશેષ જેવા કરીએ છીએ. જેમ, દેવરૂપ, (દેવ જેવું રૂપ). પેહેલું પદ વિશેષણ હોય તેવા દાખલા ખુબ સુરત, કૃષ્ણપક્ષ, ગોરમટી, શ્વેતસમુદ્ર, સુકુમાર, સુબોધ (વિશેષણ દર્શક ઉપસર્ગ હોય તોપણ ચાલે). કર્મધારયનું પેહેલું પદ નામ હોય ત્યારે એ સમાસ ઉપમા આપવામાં વપરાય છે. જેમ, અમૃતપાક (અમૃતના સરખો પાક). મૃગલોચન (મૃગના જેવી આંખો), દેવરૂપ (દેવના જેવું રૂપ), ચંદ્રકાંતિ (ચંદ્રના જેવી કાંતિ).

૩૦૪. કર્મધારયમાં કોઇવાર શબ્દ ઉલટ પાલટ વપરાયાથી વિશેષણ અથવા તેને મળતું નામ પછીથી વપરાય છે. જેમ, પુરૂષોત્તમ, (ઉત્તમપુરૂષ), નરસિંહ (સિંહના જેવો માણસ).

## દ્વિગુ.

૩૦૫. જ્યારે કર્મધારયનું પેહેલું પદ સંખ્યાવાચક શબ્દ હોય, ત્યારે તેને દ્વિગુ સમાસ કહેછે. જેમ, દ્વિઅર્થ, દુપટો, ત્રિભુવન, ચોપાસ, ચતુર્ભુજ, પંચાગ્ની, પચરંગી, ખટકર્મ, સપ્તરૂષિ, અષ્ટાવિધાની, અઠવાડીયું, ચોસઠકળા.

## મધ્યમ પદ લોપી.

૩૦૬. જે સમાસનો વિગ્રહ કરતાં વચે એક અથવા વધારે શબ્દ મુકવા પડે, તેને મધ્યમ પદ લોપી (મધ્ય શબ્દ જતો રહેલો) કહેછે. જેમ, દહીંવડાં (દહીં યુક્ત વડાં), કબીર

પદ (કબીરનાં બનાવેલાં પદ), શુક બોહોતેરી (પોપટની ક-હેલી બોહોતેર વાતોનું પુસ્તક), સામળ સતસાઈ (સામળભટ-ના કરેલા સો છપાની ચોપડી), આગગાડી (દેવતાના બળે ચાલનારી ગાડી), ઈ૦. બરૂં જોતાં એમાં ઘણા શબ્દોનો અ-ધ્યાહાર છે, પણ તે બધા મુકવાથી શબ્દ બહુ લાંબો થાય, ને તેમ કરતાં આવડે નહીં, માટે લોકો જે મુખ્ય ચીજ નજરે જુએછે, તે ઉપરથી નામ આપી દેછે.

### અવ્યયીભાવ.

૩૦૭. કર્મધારયનું પેહેલું પદ જ્યારે અવ્યય હોય, અને આખો થએલો સમાસ અવ્યય રૂપે અથવા તેના અર્થમાં વપરાય, તો તેને અવ્યયીભાવ સમાસ કહેછે. જેમ, પ્રતિવર્ષ, બેશક, હરમાસે, દરમાસે, હરઘડીએ, ઈ.

### દ્વંદ્વ.

૩૦૮. બે અથવા વધારે શબ્દનો સમાસ, જેમાં તે બધા શબ્દો મુખ્યછે, એટલે તેમને એકજ વિભક્તિ લાગુ પડેછે, તેને દ્વંદ્વ સમાસ કહેછે. એ શબ્દોની વચે અને, તથા, (કોઈવાર કે) એ અવ્યયનો લોપ સમજવો. જેમ, માબાપ (મા અને બાપ), દાળભાત (દાળ ને ભાત), લેણુ દેણુ, લેવડ દેવડ, રામલક્ષ્મ-ણ, રાધાકૃષ્ણ

દ્વંદ્વ સમાસમાં છેલા શબ્દનેજ વિભક્તિના પ્રત્યય લાગી શકે. માબાપથી, (માથી, બાપથી નહીં). પેહેલા શબ્દમાં ઓ, ઉં હોય તો છેલા શબ્દને પ્રત્યય લાગતાં (નામમાં બતાવેલી. ૧૦૦ મી ક. પ્ર૦) ઓ ઉં બદલાઇને આ થશે. જેમ છોકરો છોકરી, છોકરા છોકરીને.

ખરૂં જોતાં સમાસના પેહેલા શબ્દમાં કાંઈ વિકાર થવો ન જોઇએ, તેમ છતાં ઓ, ઉં છેડાના શબ્દ બદલાય છે. તે ઉપર જણાવ્યું; વળી ત્રીજીનો પ્રત્યય પણ પેહેલા શબ્દપર આવે છે. જેમ, હાથેપગે, કાનેકોટે. પેહેલો શબ્દ બહુવચનમાં પણ ફરેછે. જેમ, છૈઆં છોકરાં.

કેટલાક દ્વંદ્વ સમાસથી તેમાં આવેલા બે શબ્દનો અર્થ જણાય છે. એટલુંજ નહીં, પરંતુ બીજા શબ્દ પણ તે બોલવાથી સમજાય છે. જેમ, શેઠસાહુકાર (બીજા પણ બરા), નામઠામ, ઠામઠેકાણું, ભાજીપાલો.

એક સોજની સાથેની બીજી વસ્તુઓ જણાવવાને આપણે ઘણીવાર શબ્દનાં જોડકાં વાપરીએ છીએ, તે દ્વંદ્વ સમાસમાં ગણી શકાય. જેમ, પેટીપટારા, ઠામણાંઠીકરાં, લુગડાંલત્તાં, ઘરેણું ગાંઠું, ઘીચોપડ, આકશબ્ધકશ, રાચરચીલું.

એક શબ્દ અને તે પછી બથી શરૂ કરીને તેનો તેજ શબ્દ વારીએ છીએ. જેમ, બીચડી બીચડી, શાકબાક, બેતી બેતી. આવાં શબ્દનાં જોડકાંને પણ દ્વંદ્વમાં ગણીએ તો ચાલે. ખરૂં જોતાં તેઓ કેવળ નિરાળા શબ્દ નથી, તથાપિ તેઓને છુટા પાડીને વાપરી શકાય છે. જેમ, છોકરાં ને બોકરાં કાંઈ નથી; છોકરાંએ નથી ને બોકરાંએ નથી. આવી રીતે વાપરી શકીએ તો તેઓ ભેગા વપરાય ત્યારે સમાસ પણ કહી શકાય.

## બહુવ્રીહિ.

૩૦૯. જે સમાસનાં બંને અથવા બેમાંથી એકે પદ મુખ્ય ન છતાં, આખો સમાસ વિશેષણ રૂપે વપરાઇને તેના વિશેષ્યનો બોધ કરે છે, તેને બહુવ્રીહિ સમાસ કહે છે. જેમ, મૃગલોચની. મૃગ ને લોચનના અર્થનો બોધ ન થતાં, એ સમાસ બોલવાથી મૃગના જેવી આંખો જેની છે તે સ્ત્રીનો બોધ થાય છે. મૃગલોચની એ સ્ત્રીનું વિશેષણ છે. એજ પ્રમાણે ચંદ્રમુખી, ગજાનન, ચક્રપાણી, સારંગપાણી, એકલપેટો, ઈ.

કેટલાંએક પદ એક કરતાં વધારે સમાસથી થએલાં હોયછે. જેમઃ—

૩૧૦. સકળગુણસંપન્ન=સઘળાગુણવડેસંપન્ન,(કર્મધારય+તૃતીયાતત્પુરૂષ); સ્વદેશહિતેચ્છુ=પોતાનાં દેશના હિતનો ઇચ્છનારો, ( ષષ્ઠીતત્પુ.+ષષ્ઠીતત્પુ+ષષ્ઠીતત્પુ ): સર્વવિદ્યોતેજકાલય=સર્વ વિદ્યાને ઉત્તેજન કરનાર ઠેકાણું, ( કર્મ.+ષષ્ઠીત+કર્મ. );

ગૌબ્રાહ્મણ પ્રતિપાલક ગાયકવાડ=ગાય અને બ્રાહ્મણનો પાળનાર ગાયકવાડ, (દ્વંદ્વ+ષષ્ઠીત.+કર્મ.)

# ભાગ ૩ જો.

## વાક્ય વિચાર.

૩૧૧. એક અથવા વધારે શબ્દથી કોઈ પણ બાબત વિષે મનમાં પૂર્ણ વિચાર ઉત્પંન થાય, તો તે શબ્દ અથવા શબ્દ સમુદાયને વાક્ય કહેછે.

૩૧૨. વાક્યવિચારમાં, વાક્યમાં શું શું જોઇએ, વાક્યની પૃથક્કૃતિ કેમ કરવી, તેમાં આવેલા શબ્દો કયા અનુક્રમે ગોઠવવા, અમુક સંબંધ બતાવવાને શબ્દનાં કેવાં રૂપ સંધાય, એ વગેરેનો વિચાર આવેછે.

૩૧૩. કોઈ પણ વાક્ય કહ્યું, એટલે તેમાં બે વાતો મુખ્ય આવવી જોઇએ.(૧)વિચાર શા વિષે કરવાનો છે,(૨)શો વિચાર કરવાનો છે.

૩૧૪. વાક્યમાં જે વિષે વિચાર કરવાનો હોય તેને કર્તૃપક્ષ કહેછે.

૩૧૫. કર્તૃપક્ષ વિષે જે કહેવું હોય તેને વિધાન પક્ષ કહેછે.

૩૧૬. કર્તૃપક્ષ અને વિધાનપક્ષ એ બે વાકયના મુખ્ય ભાગ કહેવાયછે,કેમકે દરેક વાક્યમાં તે બે તો હોવા જોઇએજ. જેમ, માણસો આવ્યાં. આમાં માણસો વિષે કંઈ વિચાર ઉત્પન્ન થયો,એટલે તે કર્તૃપક્ષમાંછે. અને આવ્યા એ માણસો વિષે આવવાનો વિચાર જણાવેછે, માટે આવ્યા એ વિધાન પક્ષછે. તેમજ, હું ગયો, તેણે ખાધું, લલુભાઈ સુતા, ઈ. માં હું, તેણે, લલુભાઈ, ઈ. કર્તૃપક્ષમાં; ને ગયો, ખાધું, સુતા, ઇત્યાદિ વિધાનપક્ષમાંછે.

૩૧૭. દરેક વિધાનપક્ષમાં ક્રિયાપદ હોયછે. અને તેથી વિધાનપક્ષને 'ક્રિયાપક્ષ' પણ કહેછે. અહીં તે એ બે એકજ અર્થમાં વાપર્યાંછે.

૩૧૮. ક્રિયાપક્ષમાં મુખ્ય ક્રિયાપદ અને કર્તૃપક્ષમાં મુખ્ય કર્તા હોયછે. માટે દરેક વાક્યમાં ઓછામાં ઓછા બે શબ્દ, કર્તા અને ક્રિયાપદ, હોવા જોઇએ. પછી તે બેમાંથી એક અધ્યાહારે હોય.

૩૧૯. વાક્યના ત્રણ પ્રકારછે, ૧ સાદું, ૨ સંયુક્ત, ને ૩ મિશ્ર.

**૧ સાદુંવાક્ય.**

૩૨૦. સાદું વાક્ય તેજ કે જેમાં એક કર્તૃપક્ષ અને એક ક્રિયા પક્ષ હોય છે.

૩૨૧. વાક્યમાં કર્તા એકલોજ હોય કે વધારે નકીપણું બતાવવાને તેની સાથે વિશેષણ આદિના શબ્દો મુકીને, તેને વધારેલો હોય.

૩૨૨. એકલો કર્તા નામ હોય, અથવા નામની પેઠે વપરાતો કોઈ શબ્દ અથવા શબ્દ સમુદાય હોય જેમ, **ચોપડી** ફાટી, (નામ); **તે** ગયો. (સર્વનામ); **ગાંડાઓ** બકે છે, (વિશેષણ); **ભણવું** કઠણછે, (કૃદંતનામ); **સવારમાં ઉઠીને મેહનત કરવી** જરૂરનીછે, (શબ્દ સમુદાય).

૩૨૩. એકલા કર્તાને વિવિધ રીતિએ વધારી શકાય છે તે નીચે પ્રમાણેઃ—

૧. એક અથવા વધારે વિશેષણથીઃ—

'નઠારાં' છોકરાં રમે છે.

'ઘરડા, અજ્ઞાન, વહેમી, અને હઠીલા' માણસો સુધારાની સામે હોય છે.

૨. એક અથવા વધારે સમાનાર્થ નામથીઃ-

મોતીલાલ 'મેહેતાજી' આવ્યા છે.

* આમ 'ફર્દિનાન્દ અને ઈસાબેલા, સ્પેન દેશના રાજા રાણી કહીએ છીએ કે ઈ૦.

૩. સંબંધ દર્શક છઠ્ઠી વિભક્તિ વાળા નામથીઃ-
'વડોદરાના' રાજા સયાજીરાવ છે.
અમદાવાદમાં 'શ્રાવકનું, અવદીચનું, કણબીનું, અને નાગરોનું', જોર બહુ છે.'

૪. સંબંધ દર્શક શબ્દ સમુદાયથીઃ-
'એક શિષ્ય વેપારીની હિંમતનો' દાખલો પ્રગટ થયો છે. (કરશનદાસ).
'વકીલની પરીક્ષા આપવા આવનાર ઉમેદવારોની', પરીક્ષા મુંબઈમાં થાય છે'.

૫. એક અથવા વધારે કૃદંતથીઃ-
'ચાલતી' ગાડી ભાગી.
'ભણેલા ગણેલા અને સુધરેલા' માણસો વખણાયછે.

૬. કૃદંત વડે બનેલા શબ્દ સમુદાયથીઃ-
'મુંબઈથી નિકળેલી' ગાડી હજી આવી નથી.
'દશ વરસ સુધી કાશીમાં ભણેલો' માણસ સભા જીત્યો.

૭. ઉપર કહેલી રીતોમાંથી ગમે એટલી રીતો એકે વખતે કર્ત્તાનો વધારો કરવામાં આવે. જેમ.-
શુરો, પરાક્રમી, વિદ્વાન, ડાહ્યો, રાજ્ય વિદ્યામાં કુશળ, રૈયતનું ભલું ઈચ્છનાર, અને હિંદુસ્તાનનો મોટો પ્રતાપી રાજા અકબર સોળમા સૈકામાં થયો.

વાક્યમાં કર્ત્તા કોઈ વખત અધ્યાહાર રહેછે. જેમઃ-

જે શબ્દ નામનો ગુણ બતાવે તેને વિશેષણ કહે છે.
આટલું કામ કરો. આમાં કહેછે અને કરોના કર્ત્તા લોકો, અને તમે અનુક્રમે છે, તે અધ્યાહાર છે.

**ક્રિયાપક્ષ.**

૩૨૪. કર્ત્તાની પેઠે વિધાનપદ પણ એકલું હોય, કે તેનું વધારે નક્કીપણું બતાવવાને તેને વધારેલું હોય.

૩૨૫. એકલા ક્રિયાપક્ષમાં ક્રિયાપદ એકલું આવે, અથવા ક્રિયાપદની સાથે બીજા શબ્દ પણ હોય. ક્રિયાપક્ષમાં ફક્ત ક્રિયાપદ આવે એવા દાખલા ઉપર આવ્યાછે.

૩૨૬. છ અને હો ધાતુનાં ક્રિયાપદો ઘણી વખત બીજા શબ્દો સાથે ક્રિયાપક્ષમાં આવેછે; અને ત્યારે તે કર્તૃપક્ષને અને ક્રિયાપક્ષને ફક્ત જોડેછે, અથવા તેમને સાંધેછે; અને તેથી તે વખતે તે સંબંધક કેહેવાય છે. જેમ, ખાંડ ગળીછે. એમાં ખાંડ વિષે કંઈ વિચાર ઉત્પન થાયછે, માટે તે કર્તૃપક્ષમાં છે; અને છે એ ખાંડ અને ગળી એ બેને જોડેછે, માટે છે એ સંબંધક છે. કર્તૃપક્ષ અને વિધાનપક્ષ એ બે ભાગમાંજ વાક્યના દરેક શબ્દને ગોઠવીએ, તો સંબંધકને વિધાનપક્ષમાં મુકી શકાય.

૩૨૭. છ અથવા હો ધાતુથી કર્તૃપક્ષ સાથે જોડાનારાં વિધાનપદ ઘણુંકરીને નામ અને વિશેષણ હોય છે; પણ કોઈ વખત ક્રિયાવિશેષણ તથા ક્રિયાવિશેષણના અર્થમાં વપરાએલા શબ્દયોગી અવ્યય પણ વિધાનપક્ષમાં આવે છે. જેમકેઃ—

ગોપાળ ચોરછે; તે રાજા છે; (નામ).

ગોવીંદ લુચ્ચો છે; તે ગાંડો હતો; રમત અધુરી છે; (વિશેષણ).

તે એવા છે, લલુભાઈ ત્યાં હતા, તે ઉપર છે. (ક્રિ. વિ. અવ્યય).

૩૨૮. થા, બન, ઠર, વગેરે ધાતુનાં ક્રિયાપદો મૂળભેદમાં, અને કર, કહે, ગણ, દેખ, વગેરે ધાતુનાં ક્રિયાપદો શક્યભેદમાં, વિધાનપદ થવાને બીજા શબ્દો સાથે લે છે. જેમ, તે

મૂર્ખ બન્યો; શિવાજી રાજા થયો; ભાઉ સિંદિયા પ્રધાન કર્યો; તે સારો કહેવાય છે; અકબર સારો રાજા ગણાય છે; તે આંધળો દેખાય છે; ઈ૦.

૩૨૯. જ્યારે ક્રિયાપદ સાથે વિધાનપક્ષમાં વિશેષણ આવે છે, ત્યારે તે જાણે ક્રિયાવિશેષણ હોય એમ જણાય છે. જેમ કે, તે માંદો પડ્યો, તે ફીકો દેખાયો, તે સારો થયો.

૩૩૦. ઉપર કહેલાં ક્રિયાપદો બીજાં ક્રિયાપદોની પેઠે કોઈ વખત પોતે એકલાં પણ વિધાનપદ થઈ શકે. જેમ, પરમેશ્વર છે; રૂપિયો હતો; કામ થાય છે; રસોઈ બને છે; પૈસા ગણાયા; ગ્રહણ દેખાયું; ઈ૦

૩૩૧. ઘણી વખત ક્રિયાપદ, વિશેષે કરીને સાધારણ બોલચાલમાં અને કહેવતોમાં, અધ્યાહાર રહે છે.

જેમ, આપ ભલા તો જગ ભલા; અતિ લોભ એ પાપનું મૂળ; હાથે તે સાથે; ઈ૦.

બારે વિક્રમ નામે ભૂપ, ધર્મ ધુરંધર ધર્મ સ્વરૂપ.

(સામળ).

## વધારેની ક્રિયા.

૩૩૨. ક્રિયામાં વધારો બે કારણોથી થાય છે. ૧ ક્રિયા પૂર્ણ કરવા સારૂ, ૨. ક્રિયાને વધારે નિશ્ચિત અથવા મુકરર કરવા સારૂ. પેહેલાને ક્રિયા પૂર્ણી, અને બીજાને ક્રિયા વૃદ્ધિ કહીએ.

### ૧. ક્રિયાપૂર્ણી.

૩૩૩. અકર્મક ક્રિયાપદમાં તો કર્ત્તા અને ક્રિયાપદથી વિચાર પૂર્ણ થાય છે, પણ સકર્મક ક્રિયાપદમાં પૂર્ણ વિચાર આવવાને કર્મની જરૂર પડે છે. જેમ, છોકરે કામ કર્યું. કામ શબ્દ ઉમેર્યા વગર ક્રિયા અધુરી રહે છે, માટે કામ એ ક્રિયાપૂર્ણી કહેવાય.

૩૩૪. કર્મ વગર ક્રિયા અધુરી માલમ પડે છે, માટે અકર્મક ક્રિયાપદમાં જેમ બે ભાગ મુખ્ય ગણ્યા, તેમ સકર્મકમાં

કર્તા, કર્મ, અને ક્રિયાપદ એ ત્રણ મુખ્ય કહેવાય. કર્મ અને ક્રિયાપદ એ બંને ક્રિયા પક્ષમાં ગણાય.

૩૩૫. દ્વિકર્મી ક્રિયાપદમાં ખરા કર્મને ઉપસ્થ કહે છે, અને જેને ક્રિયા થઈ હોય અથવા જેને વાસ્તે ક્રિયા થઈ હોય તે અનુપસ્થ કર્મ કહેવાય છે. અનુપસ્થ કર્મ પણ ક્રિયા પૂર્ણીમાંજ ગણાય. જેમ, તેણે ગાયને લાકડી મારી. તેણે બ્રાહ્મણને દાન આપ્યું. એમાં પેહેલી વિભક્તિ વાળાં કર્મ ઉપસ્થ, અને બીજી વિભક્તિ વાળાં કર્મ અનુપસ્થ છે. તેમજ, તેણે મને **રાજા** કહ્યો, મેં તેને **સરદાર** ઠરાવ્યો, તેણે તેને **મૂર્ખ** ઠરાવ્યો, ઈ૦માં રાજા, સરદાર, અને મૂર્ખ એ ઉપસ્થ કર્મ ક્રિયા પૂર્ણીમાં આવે.

૩૩૬. ઉપર ૩૨૮. મી કલમમાં કહેલાં ક્રિયાપદ વિધાન પક્ષમાં જે નામ અથવા વિશેષણ લછે, તેને પણ ક્રિયા પૂર્ણીમાં મુકી શકાય; કેમકે તે પદો મુક્યા વગર વિધાનપક્ષ અધુરો રહે છે.

૩૩૭. જ્યારે ક્રિયાપદો સાથે કર્તા ( ૩૨૮ ક૦ ) અથવા કર્મ (૩૩૫ ક૦) તરીકે બીજાં શબ્દ આવ્યા વગર વિધાનપક્ષ પૂરો થાય નહીં, ત્યારે તે ક્રિયાપદ અપૂર્ણ વિધાન દર્શક અથવા અપૂર્ણ ક્રિયાદર્શક કહેવાય છે. પણ જ્યારે પૂર્ણ વિચાર લાવવાને ક્રિયાપદ સાથે બીજા શબ્દની જરૂર ન હોય ત્યારે નહીં. જેમ ટંકશાળમાં મોતીભાઈ મુખ્ય અધિકારી ગણાય છે. ટંકશાળમાં રૂપીઆ ગણાય છે. આમાં પહેલા દાખલામાં ક્રિયાપદ અપૂર્ણ વિધાન દર્શક કહેવાય, અને બીજામાં તેજ ક્રિયાપદ પૂર્ણ વિધાન દર્શક છે.

૩૩૮. કોઈ વખત કર્મની જરૂર રહેતી નથી. જેમ દરજી હોય તે **શીવે.** રૂપીઆ રાત્રે ખાતા. મુનીઓ **બોલતા** નથી.

૩૩૯. કેટલાંક અકર્મક ક્રિયાપદ, તેજ ક્રિયા ઉપરથી થ-

એવાં નામને કર્મ તરીકે લેછે, ને સકર્મક જેવાં થઈ જાયછે. જેમ, બેઠક બેઠો, ઉંઘ ઉંઘ્યો, રમત રમ્યો, નાચ નાચ્યો.

૩૪૦. કેટલાંક અકર્મક ક્રિયાપદને પણ અનુપસ્થ કર્મ લાગેછે. જેમ, તેને લાભ છે, મને દુખ હતું, તે કોને ગઈ? તમને શું થયું? ઈ૦.

## ૨. ક્રિયાવૃદ્ધિ.

૩૪૧. જ્યારે ક્રિયા કરવાની રીતિ, ક્રિયા બનવાનો વખત-કારણ-અને સ્થળ કહીને ક્રિયા વધારે નિશ્ચિત કરવી હોય, ત્યારે નિશ્ચિત કરનાર શબ્દ અથવા શબ્દોને ક્રિયા વૃદ્ધિ કહેછે.

૩૪૨. ક્રિયાવિશેષણ અથવા ક્રિયાવિશેષણના અર્થમાં વપરાતા શબ્દો વડે ક્રિયાવૃદ્ધિ થાયછે. જેમઃ—

તે **બહાદુરીથી** લડ્યો. (રીતિ).

તેણે કામ **સારી રીતે** કર્યું. (રીતિ.)

રાજા **શિકારને વાસ્તે** ફરેછે. (કારણ).

**ઉભો** સાંભળે બાળ (કાવ્યદોહન). (રીતિ).

તે **હરઘડીએ** ખાવાનું માગેછે. (કાળ).

મરેઠાઓ **પાણીપતની લઢાઈમાં** હાર્યા. (સ્થળ).

**ઘણા વરસ સુધી** તે રખડતો ફર્યો. (કાળ).

---

## સંયુક્તવાક્ય.

૩૪૩. જે વાક્યમાં એક મુખ્ય કર્તૃપદ અને ક્રિયાપદ હોય, અને બીજાં તેમના ઉપર આધાર રાખનારાં અથવા તેમના પેટાનાં કર્તૃપદ અને ક્રિયાપદ આવે, તો તે બધું વાક્ય સંયુક્ત કહેવાયછે. એમાં જે સાદા વાક્યમાં મુખ્ય કર્તૃપદ અને ક્રિયાપદ આવે તે મુખ્ય વાક્ય કહેવાય, અને જેમાં પેટાનાં કર્તૃપદ તથા ક્રિયાપદ આવે, તે ઉપવાક્ય અથવા પેટા વાક્ય કહેવાય. જેમકે,

ખંડેરાવ મહારાજ ગાદીએ બેઠા ત્યારે લોકોએ તેમને અરજ કરી કે નોકરો બહુ જુલમ કરેછે.

આમાં મુખ્ય વાક્ય, લોકોએ અરજ કરી, એ છે. પેહેલું અને ત્રીજું એ બે પેટાવાક્ય છે. પહેલું ક્રિયાવિશેષણના અર્થમાં વખત બતાવેછે, અને ત્રીજું નામના અર્થમાં કર્મને ઠેકાણે છે.

૩૪૪. પેટાવાક્ય અથવા ઉપવાક્ય ત્રણ જાતનાં હોય છે. ૧ નામ વાક્ય,૨વિશેષણિક વાક્ય, ૩ ક્રિયાવિશેષણિકવાક્ય.

૩૪૫. જે વાક્ય મુખ્ય વાક્યની સાથે નામનો સંબંધ રાખે, અથવા નામની જગાએ મુકાય, તે નામવાક્ય કહેવાયછે.

૩૪૬. નામવાક્ય નામની જગાએ મુકાયછે માટે, મુખ્યત્વે કરીને તે કર્ત્તા, કર્મ, સમાનાર્થ દર્શક નામ, કે વિધાનાર્થ બતાવેછે; અને તેને બતાવવાને દર્શક સર્વનામના શબ્દ મુકાયછે. જેમ,

પાણીથી અગ્નિ હોલાય એ ઉઘાડુંછે. (કર્ત્તા)

અકબર મોટો રાજા હતો તે સૌ જાણેછે. (કર્મ)

મારી સલાહ એછે કે હમણાં તમારે ભણવું. (વિધાન)

સૌથી સેહેલો ઉપાય–મીઠાશથી તેની સાથે વાત કરવી–સુઝ્યો નહીં. (ટેલર સાહેબ). (સમાનાર્થ.)

૩૪૭. જે વાક્ય મુખ્ય વાક્યની સાથે વિશેષણનો સંબંધ રાખે, અથવા વિશેષણની જગાએ મુકાય, તેને વિશેષણિક વાક્ય કહેછે.

૩૪૮. વિશેષણિક વાક્યની શિરૂઆત સંબંધી સર્વનામથી થાયછે; અને તે સંબંધી સર્વનામના સંબંધમાં જે દર્શક સર્વનામ આવે તે મુખ્ય વાક્યમાં રહેછે. જેમઃ-

'જે માણસ ગઈ કાલે આવ્યો હતો' તે આજ આવ્યો નથી.

૩૪૯. ઘણીવખત સંબંધી સર્વનામ વગર પણ વિશેષણિક વાક્ય આવેછે. જેમ,

'હું રહુંછું' તે ઘર સારૂં નથી.

૩૫૦. ક્રિયા વિશેષણિક વાક્ય તેજ કે જે મુખ્ય વાક્યના સંબંધમાં ક્રિયાવિશેષણની જગાએ આવે, અથવા ક્રિયાવિશેષણના જેવું રહે.

૩૫૧. ક્રિયાવિશેષણ વખત, સ્થળ, રીત, અને કારણ બતાવેછે, માટે ક્રિયાવિશેષણિક વાક્યપણ તેજ બતાવેછે. જેમ,

'જ્યારે મુસલમાની રાજ્ય હતું ત્યારે' હિંદુઓ બહુ નીચી હાલતમાં આવી ગયા હતા. (કાળ)

જ્યાં પુષ્કળ અનાજ પાકે ત્યાં કાળ પડે નહી. (સ્થળ)

'સાંભળનારના મનપર અસર થાય' એવી રીતે તે બોલ્યો. (રીતિ)

'તારાઓ આપણાથી દુરછે' માટે તે નાના દેખાય છે. (કારણ)

---

## મિશ્રવાક્ય.

૩૫૨. જ્યારે કોઈ વાક્ય બે અથવા વધારે મુખ્ય વાક્યોથી બનેલું હોય, ત્યારે તેને મિશ્ર વાક્ય કહેછે; પછી તેમાંના કોઈ મુખ્ય વાક્યમાં વળી પેટા વાક્ય હોય કે ન હોય.

૩૫૩. જે મુખ્ય વાક્યોથી એક મિશ્ર વાક્ય થાયછે, તેમને અરસ્પરસ સહગામી (સાથે જનારાં) વાક્ય કહેછે.

૩૫૪. કોઈ પણ મિશ્ર વાક્યમાં સહગામી વાક્યો મુખ્યત્વે કરીને નીચેના ત્રણમાંથી એક સંબંધ બતાવવાને મુકી શકાય.

૧. બે અથવા વધારે સહગમી વાક્યો એકઠાં જોડવાને.

૨. બે અથવા વધારે વાક્યોમાં એક બીજાથી વિરૂદ્ધ પણું બતાવવાને.

૩. એક વાકયમાં કહ્યું હોય, તેનું બીજા વાકયમાં કારણ બતાવવાને.

૩૫૫. પહેલો, **વાક્યને એકઠાં જોડવાનો સંબંધ.** જેમઃ—

ખોદે ઉંદર અને ભોગવે ભોરંગ.

તે મરતોએ નથી અને માંચો મુકતોએ નથી.

તેતો મુઓ પણ વળી બીજાનેએ મારતો ગયો.

આરંગજેબે રાજ્ય લોભથી તેના ભાઇઓ સાથે દગલબાજી કરી, એટલુંજ નહીં પણ તેણે તેમને જીવથી મારી નાખ્યા.

૩૫૬. **બીજો, વિરૂદ્ધ સંબંધઃ—**

તેણે તરવાર મારી નહીં, પણ ઉગામી ખરી.

રાજાની રાણીઓને ગમે એટલું સુખ હોય, પણ તેઓ પોતાની જીંદગાની કેદખાનામાં ગાળેછે.

૩૫૭. **ત્રીજો, કારણ દર્શક સંબંધઃ—**

તે હમેશાં પ્રમાણિકપણું બતાવેછે, અને તેથી સૌ લોકો તેને ચાહેછે.

ઘર બળવાથી તેને બહુ નુકશાન નથી, કેમકે તેણે બધો સામાન કઢાવી લીધોછે.

૩૫૮. કારણ બતાવનાર વાક્ય ઉપવાક્ય પણ થાયછે, માટે ઘણી વખત મુખ્ય વાક્ય અને ઉપવાક્ય સેળભેળ થઈ જાયછે. ઉપરનાં વાક્યોને જરા ફેરવીને મુકીએ,તો તે ઉપવાક્ય પણ થાય. જેમ, તે હમેશાં પ્રમાણિકપણું બતાવેછે, માટે લોકો તેને ચાહેછે. તેણે બધો સામાન કઢાવી લીધો છે તેથી, તેનું ઘર બળે તો પણ, તેને બહુ નુકશાન નથી.

૩૫૯. કોઈ વખત મિશ્ર વાક્યોમાં જુદાજુદા ભાગોનો એકજ કર્ત્તા, ક્રિયાપદ, કર્મ, કે ક્રિયાવૃદ્ધિ હોયછે; આમાં જે સાધારણ હોય તે વારંવાર બોલવું પડતું નથી, અને તેથી વાક્ય સંકોચાયલું કહેવાયછે. જેમ,

પરમેશ્વર માણસને જન્મ આપેછે, પાળેછે, અને મારે

છે. આ કામ શત્રુએ નહીં પણ મિત્રે કર્યુંછે.

૩૬૦. સંકોચ્ય વાક્યમાં એકજ ક્રિયાપદને બે કે વધારે કર્ત્તા હોય, એકજ કર્ત્તાને બે કે વધારે ક્રિયાપદ હોય, અને એકજ ક્રિયાપદને બે કે વધારે કર્મ હોય.

તું કે તે જશે. (બેકર્ત્તા)

લલુભાઈ અહીં આવ્યા, મારી સાથે વાત કરી, અને પછી ગયા (ત્રણક્રિયાપદ).

તે દરજીએ એક ડગલો, બે બદન, અને પાંચ અંગરખાં શીવ્યાં ( ત્રણકર્મ ).

### વાક્ય પ્રથક્કૃતિ કરવાની રીત.

૩૬૧. વાક્યમાંના બધા શબ્દ બે વર્ગમાં—કર્તૃપક્ષ, અને ક્રિયા અથવા વિધાન પક્ષમાં ગોઠવવા જોઇએ.

૩૬૨. વાક્ય સાદું હોય તો તેમાંથી પ્રથમ કર્ત્તા શોધી કહાડવો, અને તે કર્તૃપક્ષમાં ગોઠવવો.

૩૬૩. કર્તૃપક્ષમાં બે ખાનાં પાડવાં, એક કર્ત્તાનું અને બીજું કર્ત્તાના વધારાનું.

૩૬૪. ક. ૧૭૧ મીં પ્રમાણે કર્ત્તા શોધી કહાડીને તે પેહેલા ખાનામાં લખવો. પછી તેનો વધારો (ક૦ ૩૨૩) શોધી કહાડીને તે બીજામાં લખવો.

કર્તૃપક્ષમાં એકજ ખાનું રાખો, કર્ત્તાને અને તેના વધારાને પણ તે ખાનામાં મુકીએ તોએ ચાલે.

૩૬૫. ક્રિયાપક્ષને સારૂ ત્રણ ખાનાં પાડવાં. પેહેલું ક્રિયાનું, બીજું ક્રિયાપૂર્ણીનું, અને ત્રીજું ક્રિયાવૃદ્ધિનું.

૩૬૬. જે મુખ્ય ક્રિયાપદ હોય તેને પેહેલા ખાનામાં લખવું.

૩૬૭. ક્રિયાપદને ઉપસ્થ કે અનુપસ્થ કર્મ હોય તે અને તેમનો વધારો, તથા(૪૨૫-૬) વિધાન પક્ષમાં ક્રિયાપૂર્ણ કરવાને જે શબ્દ આવ્યા હોય, તે શોધી કહાડી ક્રિયા પૂર્ણીમાં લખવા.

૩૬૮. ક્રિયાનો ગુણ, પ્રકાર, સ્થળ, રીતિ અને કારણ બતાવનાર શબ્દ અથવા શબ્દો માલમ પડે તે ક્રિયા વૃદ્ધિમાં લખવા.

૩૬૯. વાક્યસંયુક્ત હોયતો તેમાંનાં જુદાં જુદાં વાક્યો, અ બ ક ડ એ અનુક્રમે અક્ષર માંડીને એક પછી એક લખવાં. પછી, તે મુખ્ય વાક્ય છે કે ઉપવાક્ય તેની સામે બતાવવું. જો ઉપવાક્ય હોયતો તે નામ, વિશેષણિક, કે ક્રિયાવિશેષણિક, એમાંથી જે જાતનું હોય તે, અને તે કેવા અને કયા વાક્યના સંબંધમાંછે તે પણ બતાવવું.

૩૭૦. મિશ્રવાક્યોને માટે પણ તે મધ્યેનાં વાક્યો ઉપર પ્રમાણે ગોઠવીને દરેક વાક્ય કયા અર્થમાં સહગામી છે તે બતાવવું.

૩૭૧. સંકોચ્ય વાક્યમાં જ્યાં એકજ ક્રિયાના ઘણા કર્ત્તા અથવા કર્મ હોય ત્યાં, તે વાક્યનાં જુદાં જુદાં વાક્ય નહીં કરતાં આખું એક વાક્ય ગણી વાક્ય પ્રથક્કૃતિ કરવી. પણ જો ક્રિયાપદો જુદાં છતાં વાક્ય સંકોચ પામ્યું હોય, ને તેનાં જુદાં જુદાં વાક્ય થઈ શકતાં હોય, તો અધ્યાહાર રહેલા શબ્દો કૌંસમાં મુકીને વાક્ય જુદાં પાડી પૃથક્કૃતિ કરવી. જેમ રાજા ને રાણી પધાર્યા, એ એકજ વાક્ય ગણવું, પણ તે આવ્યો ને ગયો. અહીં તે આવ્યો ને (તે) ગયો એવાં છુટાં બે વાક્ય થઈ શકેછે.

કોઈ શબ્દ કર્તૃપક્ષ કે ક્રિયાપક્ષનો છે તે શોધી કાહાડતાં ઘણી સંભાળ રાખવી. ક્રિયાપૂર્ણી અને વિશેષ કરીને ક્રિયાવૃદ્ધિને માટે બરોબર ધ્યાન ન આપ્યું, તો એક વર્ગના શબ્દ બીજા વર્ગમાં મુકાઈ જશે.

૩૭૨. નમુના દાખલ નીચે લખેલાં થોડાંક વાક્યની પ્રથક્કૃતિ પાસેના પૃષ્ટમાં કરી બતાવીછે, તે ઉપરથી વાક્ય પ્રથક્કૃતિ કેમ કરવી તે સમજાશે.

૧. ઇબ્રાહિમગાર્દી આગળ ફ્રેંચ લોકોના લશ્કરમાં ચાકર હતો.

૨. ઘણાં વરસ લગી યુરોપખંડમાં પણ આ દેશના લોકોની પેઠે અજ્ઞાન અને ભણેલા સઉ લોકો પૃથ્વીને અચળ માનતા હતા.

૩. કાળીદાસ કવિના ગ્રંથના ટીકાકાર મલ્લિનાથ પંડિતે પોતાની ટીકામાં કોઈ પણ ઠેકાણે એ કવિના જન્મ વિષે સૂચના કરી નથી.

૪. જ્યારે તે માંદા માણસને માલમ પડ્યું, કે જે ધણીને મેં આટલું દુઃખ દીધું, અને ખરાબ કર્યો, તેણે આટલી બધી તસ્દી લેઇને મારો જીવ બચાવ્યો, ત્યારે તેના મનમાં ઘણુંજ લાગ્યું.

૫. અકબરને જ્યારે માલમ પડ્યું, કે બહેરામખાન મને ગાંઠતો નથી, અને મારા મળતીયાઓને પીડેછે, ત્યારે,જ્યાં હિંદુસ્તાનનું મૂળ પાયતખ્ત હતું, ત્યાં જઇને, તેણે બહેરામખાનનું જેથી કાસળ કઢાય,તે ઉપાય કરવા માંડ્યો.

૬. વરાળયંત્રથી કાંતીએ, ને વણીએ, તો તે કરતાં પણ વધારે નફો થાય છે; કેમકે તેથી તેટલીજ મહેનતે વધારે માલ ઉત્પંન થઈ શકેછે; ને જેમ મહેનતનું ફળ વધારે, તેમ લોક ધનવાન થાય છે; પરંતુ અજ્ઞાન લોકો એથી ઉલટો વિચાર ધરાવે છે, ને કહેછે કે એથી ઘણા લોકોની રોજી ઘટશે.

૭. હોયે ઘણાં કઠણ કાર્ય લઢાઈ કેરાં,
તે દેવ જેને મનુજ સેવકને ખુશીમાં,
સોંપે, અને યશ મળે કદી તેમને ત્યાં,
તો જાણવો અમરનો પ્રતાપ તેમાં. ॥

૮. બીસનું ભાથુ મુખમાં છે તે, દેનાખી, કરી હરજે;
માનસ સરપર જવું હોય તો, પછી ગમન તું કરજે;
હવણાં કહીને કથા પ્રિયાની, દે મુજ દુઃખ વિદારી,
કેમકે સ્વાર્થથી પરાર્થ સાધુ, અધિક ગણેછે ભારી.

| | કર્તૃ પક્ષ. | ક્રિયા અથવા વિધાન. | ક્રિયા પૂર્ણી | ક્રિયા વૃદ્ધિ. |
|---|---|---|---|---|
| ૧. | ઇબ્રાહીમ ગાર્દી | હતો | ચાકર | આગળ (કાળ), ફ્રેંચ લોકોના લશ્કરમાં (સ્થળ) |
| ૨. | અજ્ઞાન અને ભણેલા સઉ લોકો | માનતા હતા | પૃથ્વી, અચળ | ઘણાં વરસ લગી (કાળ) યુરોપખંડમાં પણ (સ્થળ), આ દેશના લોકોની પેઠે (રીતિ) |
| ૩. | કાળીદાસ કવિના ગ્રંથના ટીકાકાર મલ્લિનાથ પંડિતે | કરી નથી | એ કવિના જન્મ વિષે સૂચના | પોતાના ગ્રંથમાં કોઈ પણ ઠેકાણે (સ્થળ) |

૪

| | |
|---|---|
| અ. જ્યારે તે માંદા માણસને માલમ પડ્યું, | ઇનું ક્રિયાવિશેષણિક ઉપવાક્ય, ઈનું મુખ્ય વાક્ય. |
| બ. કે જે ધણીને મેં આટલું દુઃખ દીધું, | ડનું વિશેષણિક વાક્ય. કનું સહગામી. |
| ક. અને (જે ધણીને મેં) ખરાબ કર્યો, | ડનું વિશેષણિક વાક્ય. બનું સહગામી સંકોચ્ય. |
| ડ. તેણે આટલીબધી તસ્દી લેઇને મારો જીવ બચાવ્યો, | અનું નામ વાક્ય. બ અને કનું મુખ્ય વાક્ય. |
| ઈ. ત્યારે તેના મનમાં ઘણુંજ લાગ્યું. | મુખ્ય વાક્ય અનું. |

૫

| | |
|---|---|
| **અ.** અકબરને જ્યારે માલમ પડ્યું, | ઈનું ક્રિયાવિશેષણિક. બને કનું મુખ્ય. |
| **બ.** કે બહેરામખાન મને ગાંઠતો નથી, | અનું નામ વાક્ય. કનું સહગામી. |
| **ક.** અને મારા મળતીઆઓને પીડેછે. | અનું નામ વાક્ય. બનું સહગામી. |
| **ડ.** જ્યાં હિંદુસ્તાનનું મૂળ પાયતખ્ત હતું, | ઈનું ક્રિયા વિશેષણિક (સ્થળ). |
| **ઈ.** ત્યારે, ત્યાં જઇને, તેણે તે ઉપાય કરવા માંડ્યો, | મુખ્ય વાક્ય અ, ડ, ને ફનું. |
| **ફ.** બહેરામખાનનું જેથી કાસળ કઢાય, | ઈનું વિશેષણિક વાક્ય. (ઉપાયનો ગુણ). |

૬

| | |
|---|---|
| **અ.** વરાળયંત્રથી કાંતીએ, | કનું ક્રિ. વિશેષણિક. બનું સહગામી. |
| **બ.** (અને વરાળયંત્રથી) વણીએ, | કનું ક્રિ. વિશેષણિક. અનું સહગામી. સંકોચ્ય. |
| **ક.** તો તે કરતાં પણ વધારે નફો થાયછે. | અને બનું મુખ્ય. ડ, ફ, ને ગનું સહગામી. |
| **ડ.** કેમકે તેથી તેટલીજ મહેનતે વધારે માલ ઉત્પંન થઈ શકે છે; | કનું સહગામી, (કારણ). |
| **ઈ.** ને જેમ મહેનતનું ફળ વધારે, | કનું ક્રિયાવિશેષણિક. |
| **ફ.** તેમ લોક ધનવાન થાયછે; | ક ને ગ નું સહગામી. ઈનું મુખ્ય. |

| | |
|---|---|
| ગ. પરંતુ અજ્ઞાન લોકો એથી ઉલટો વિચાર ધરાવેછે. | કને ફ નું સહગામી. |
| હ. અને (અજ્ઞાન લોકો) કહે છે, | ગનું સહગામી સંકોચ કર્ત્તાનો. |
| લ. કે એથી ઘણા લોકોની રોજી અટકશે. | હનું નામ વાક્ય (કર્મ). |

૭

| | |
|---|---|
| અ. હોયે ઘણાં કાર્ય લડાઈ કેરાં, | બનું વિશેષણિક વાક્ય. |
| બ. તે દેવ જો મનુજ સેવકને ખુશિમાં સોંપે. | અનું મુખ્ય. કનું સહગામી. ડનું ક્રિયા વિશેષણિક. |
| ક. અને યશમળે કદી તેમને ત્યાં, | અનું મુખ્ય. બનું સહગામી. ડનું ક્રિયાવિશેષણિક. |
| ડ. તો જાણવો અમરનોજ પ્રતાપ એમાં. | મુખ્ય વાક્ય બ ને કનું. |

૮

| | |
|---|---|
| અ. બિસનું ભાથુ મુખમાં છે, | બનું વિશેષણિક. |
| બ. તે દે નાખી, | અનું મુખ્ય. ક, ઈ, ને ફનું સહગામી. |
| ક. ફરી હરજે; | બનું સહગામી. |
| ડ. માનસસરપર જવું હોય તો, | ઈનું ક્રિયાવિશેષણિક. |
| ઈ. પછી ગમન તું કરજે; | ડનું મુખ્ય. બ ને ફનું સહગામી. |
| ફ. હવણાં કહીને કથા પ્રિયાની દે મુજ દુઃખ વિદારી. | બ, ઈ ને ગનું સહગામી. |
| ગ. કયમકે સ્વાર્થથી પરાર્થ સાધુ અધિક ગણેછે ભારી. | ફનું સહગામી, (કારણ). |

ઉપર ૪ થી ૮ સુધીનાં વાક્યોમાં બતાવેલા દરેક સાદા વાક્યની પ્રથક્કૃતિ (તે વાક્યની જાત વગેરે બતાવ્યા પછી, તેજ હારમાં બીજાં ચાર ખાનાંપાડી) પહેલાં ત્રણ વાક્યમાં બતાવ્યા પ્રમાણે થાય.

## વાક્ય રચના.

૩૭૩. ઘણુંકરીને કોઇપણ વાક્યમાં કર્ત્તા કે કર્મ, એ બેમાંથી એક ક્રિયાનાથ થઇ શકેછે.

૩૭૪. કર્ત્તા અને કર્મમાં નામ અથવા નામની પેઠે વપરાએલા શબ્દ કે વાક્ય હોય છે, માટે ક્રિયાનાથમાં પણ નામ અથવા નામની પેઠે વપરાએલા શબ્દ કે વાક્ય હોય.

૩૭૫. અકર્મક ક્રિયાપદમાં ક્રિયાનાથ હમેશાં પેહેલી વિભક્તિમાંજ હોયછે; અને સકર્મકમાં તે પેહેલીમાં કે કોઈ વખત બીજીમાં પણ હોય. જેમ, માણસ બારીએથી પડ્યો; છોકરીએ પાઠ વાંચ્યો, રાજાએ લશ્કરને બોલાવ્યું.

૩૭૬. ક્રિયાનાથની જાતિ, વચન, અને પુરૂષ પ્રમાણે ક્રિયાપદની જાતિ, વચન, અને પુરૂષ થાય છે. જેમ, હું ગાયત્રી ભણ્યો, તેણે મને વાત કહી, તેઓ ઘેર ગયા, હું જાણું, તે જાયછે.

કેટલાક કાળમાં ક્રિયાપદનાં ત્રણે જાતિમાં સરખાં રૂપ થાય છે, કેટલાકમાં ત્રણે પુરૂષમાં, અને કેટલાકમાં જાતિ, વચન, અને પુરૂષ બધામાં એકજ રૂપ રેહેછે. એ વેળા તે ક્રિયાનાથ ઉપરથીજ ક્રિયાપદની જાતિ, વચન, ને પુરૂષ કહીએ.

૩૭૭. કેટલાક દેશ, શેહેર ઇ. નીમૂળ જાતિ જુદી હોય, પણ તેમની પછી દેશ, શેહેર, એવા શબ્દો અધ્યાહાર રાખીને તે તે અધ્યાહાર શબ્દ પ્રમાણે ક્રિયાપદ ફેરવાય છે. જેમ, મુંબઈ લીધી, અથવા મુંબઈ (શેહેર) લીધું. દિલ્હી જીતી, દિલ્હી (શેહેર) જીત્યું.

૩૭૮. પદાર્થની જાત, જથ્થો, અથવા અતિશયપણું બતાવવું હોય, તોપણ ક્રિયાપદ એક વચનમાં આવે છે. જેમ, તેણે પુષ્કળ પૈસો મેળવ્યો. તેના લશ્કરમાં પાંચસે ઘોડું છે. તે લઢાઇમાં પુષ્કળ આદમી મરાયું.

૩૭૯. ક્રિયાનાથ સમૂહ વાચક નામ હોઇને એકપણું બતાવે તો ક્રિયાપદ એક વચનમાં રહે. જેમ, લશ્કર આવ્યું, સભા મળી.

૩૮૦. એકવચનનું નામ પણ માનને અર્થે બહુવચનમાં બોલાય, તો ક્રિયાપદ બહુવચનમાં રહે. જેમ મેહેતાજી આવ્યા, મહારાજ પધાર્યા.

કવિતામાં કોઈ વખત ક્રિયાપદ એક વચનમાં પણ રહેછે. જેમ, "અમોધું વૈભવ છેલછબીલાના, હરિશું તાળી લાગીરે.

"શું અમો નાગરા હઠ લેઈ બોલશું, લોપશું ત્રીકમા તારી લાજ." (નરસી મેહેતા).

૩૮૧. નારીજાતિના એક વચનને માનને અર્થે બહુવચનમાં બોલીએ તો ક્રિયાપદ નાન્યતરે જાતિના બહુવચનમાં આવે જેમ, માશી આવ્યાં; ફોઈ ગયાં.

૩૮૨. સાહેબ, સરકાર, એવા બહુમાનવાચક શબ્દો બીજા પુરૂષને લાગે.તો ક્રિયાપદ કોઈ વખત ત્રીજા પુરૂષના બહુવચનમાં મુકાય છે. જેમ, સાહેબ ફરમાવશે તે કરવાને હું તૈયાર છું. સરકાર આશરો આપશે એવું ધારીને હું અહીં આવ્યોછું.

૩૮ . ક્રિયાનાથમાં એક નામ હોય અને તેની સાથે, સહિત, સુધાં, સાથે, થી, શબ્દ વડે બીજાં નામ સામેલ હોય, તોપણ ક્રિયાપદ એ મુખ્ય નામ પ્રમાણે ફરેછે. જેમ, રાજા પ્રધાનો સુધાંત આવ્યો.

૩૮૪. બે નામ કરતાં શબ્દ વડે જુદાં પડે તો કરતાં પછી

ના નામ સાથે ક્રિયાપદ સંબંધ રાખે, જેમ, આ છોકરી કરતાં તે છોકરો મોટો હતો.

૩૮૫. ક્રિયાનાથમાં બે કે વધારે નામ હોય. પણ જો તે એકજ વસ્તુને દર્શાવે, તો ક્રિયાપદ એકવચનમાં રહે. જેમ, "જે રાજાએ એવું કામ કરી તેના મુખ્ય પ્રધાનને, તેનું ભલું ઇચ્છનારને, તેના રાજ્યનું સુખ વધારનારને, તેના દરબારમાં-થી હમેશાં સુધી કહાડી મુક્યો;" (નંદશંકર).

૩૮૬. એકજ જાતિનાં બે કે વધારે નામ ક્રિયાનાથ હોય, તો ક્રિયાપદ તેજ જાતિના બહુવચનમાં રહે. જેમ, લલુ, કેસ-વલાલ, મનસુખ, અને વીઠલદાસ આજ હાજર થયા. કાશી, ગંગા, અને મહાલક્ષ્મી હજી સુધી કેમ આવીયો નથી? તમે ચરિત્રનિરૂપણ, યંત્રશાસ્ત્ર, અને સૃષ્ટિજન્યઈશ્વરજ્ઞાન વાંચ્યાં છે?

૩૮૭. જો જુદીજુદી જાતિનાં નામ ક્રિયાનાથ હોય, તો ક્રિયાપદ નાન્યતર જાતિના બહુવચનમાં આવે. જેમ, ઇંગ્રે-જોની સ્વાધીનતા અને વિલિયમનો રાજ્યાધિકાર એ દિવસે બહાલ રહ્યાં. (મહિપતરામ). આ પરદેશ જનારા લોકોને કેટલાં એક વર્ષસુધી ભાથું તથા મુસારો સરકારે આપવાં.(કોલંબસ). તેની આશપાશ અનેક જાતનાં હથિયારો વિષેનું પુસ્તક તથા કાગળ, કલમ, પડેલાં હતાં. (રાસલાસ).

૩૮૮. પરંતુ જ્યારે બહુનામ ક્રિયાનાથ હોય ત્યારે કોઈ વખત છેલા નામ પ્રમાણે પણ ક્રિયાપદ ફરે છે. જેમઃ—

નાર્મન જુલમગારોએ પોતાનો અધિકાર અને પોતાની મોજમઝા સાચવી. (મહિપતરામ). એ કામ કરવામાં ઘણી ચ-તુરાઈ અને ડહાપણ વાપરવું જોઇએ. તેની પાસે રૂપીઆ, અડધા, પાવલીઓ, પૈસા, અને પાઇઓ હતી.

૩૮૯. ક્રિયાનાથમાં બે કે વધારે નામ કે, અથવા, વા, એવા શબ્દોથી જોડાય, તો ક્રિયાપદ છેલા નામ સાથે બધી વાતે

સંબંધ રાખે. જેમ,

પેટી કરતાં ગોજો કે પીપ ગગડાવવું સહેલું છે.

તેણે છાપરૂં કરવા સારૂ પકવાસાં કે વળીઓ મગાવીછે.

તે કે તમે બોલ્યા હતા ખરા.

આથી અર્થ સ્પષ્ટ ન થાય, અથવા વાક્ય સારૂં ન દેખાય, તો ક્રિયાપદ જુદું જુદું વાપરવામાં આવે છે, જેમ, તમે જશો કે તે જશે. તું કર કે તે કરે પણ આજ એ કામ પુરૂં થવું જોઇએ.

૩૯૦. પ્રશ્નમાં એક નામ ક્રિયાપદ પહેલું મુકીને પછી 'કે' ની સાથેનું બીજું નામ આવેછે, અને ક્રિયાપદ પેહેલા નામ પ્રમાણે ફરેછે જેમ, તેણે ચુનો વાપર્યો કે માટી? તેણે ગાય વેચી કે બાળદ? પૈસા છે કે પાઇઓ?

૩૯૧. ઘણી વખત, બે કે વધારે નામ કેથી જોડાય, ત્યારે તેમની પછી કોઈ અથવા કંઇ એ અનિશ્ચિત સર્વનામ આવીને ક્રિયાનાથ થાયછે. અને તેની જાતિ ઘણુંકરીને નાન્યતર રહેછે. જેમ, રાજા કે રાણી, કોઈ ત્યાં ન હતું. શેઠ કે વાણોતર, કોઇ આવ્યું હતું ખરૂં. મણીલાલ, કેશવલાલ, કે શિવશંકર, કોઈ હજી આવ્યું નથી. તેણે કાગળ ખડીઓ કે કલમ કંઇએ લીધું નથી.

૩૯૨. ક્રિયાનાથમાં અને,તથા,એવા અવ્યયોથી જોડાએલાં સર્વનામ હોય ત્યારે, જો તેમાં પહેલો બીજો, પહેલો ત્રીજો, અને પહેલો, બીજો, તથા ત્રીજો એ ત્રણે પુરૂષનાં સર્વનામ આવ્યાં હોય,તો ક્રિયાપદ પહેલા પુરૂષના બહુવચનમાં રહે, પણ જો બીજો અને ત્રીજો એ બે પુરૂષનાં સર્વનામ આવ્યાં હોય, તો ક્રિયાપદ બીજા પુરૂષના બહુવચનમાં આવે. જેમ,

હું ને તું (આપણે) જઇશું.

હું ને તે (અમે) જઈશું.

હું, તું, ને તે (આપણે) જઈશું.

તું ને તે (તમે) જશો.

૩૯૩. ક્રિયાનાથમાં કે, અથવા, વા, એવા અવ્યયોથી જોડાએલાં સર્વનામ હોય, તો ક્રિયાપદ છેલા મુકેલા પુરૂષ પ્રમાણે ફરે છે. હું કે તે આવશે. તે કે હું આવીશ. હું કે તમે જશો. તમે કે હું જઈશ. તે કે તમે જશો. ઇ. પરંતુ આવાં વાક્ય બોલવાં કાનને સારાં લાગતાં નથી, તેથી ઘણી વખત ક્રિયાપદ જુદું જુદું મુકાય છે. જેમ, હું આવીશ કે તે આવશે. હું જઈશ કે તમે જશો. તે જશે કે તમે જશો.

૩૯૪. સંબંધી સર્વનામ જે, અને દર્શક સર્વનામ એ, તે, ક્રિયાનાથ હોય, તો તેઓ જે નામને દર્શાવે તે નામ પ્રમાણે ક્રિયાપદ ફરે. જેમ, હું, જે હમેશાં સાચું બોલુંછું, તે તમારે કહ્યે જુઠું નહીં બોલું. તમે, જેટલા પરમેશ્વરની પ્રાર્થના કરો છો, તેટલા સુખી થશો. તમારો શિરસ્તેદાર, જે બહુ લાંચ લેછે, તેને તમે કંઇપણ કહેતા નથી?

૩૯૫. વાક્યમાં પહેલો કર્ત્તા, પછી કર્મ (જો હોય તો), અને પછી ક્રિયાપદ, એ અનુક્રમ સાધારણ રીતે હોય છે. પણ કેટલીક વખત હુકમમાં, સવાલમાં, અને સાધારણ વાતચીતમાં પહેલું ક્રિયાપદ અને પછી કર્ત્તા એમ પણ આવે છે. જેમ, બોલો તમે; જાઓ ત્યારે તમે, હું તો કંઈ આવતો નથી; જાણી તમારી વિદ્વતા; બોલ્યા કે તમે! જણાશેજતો હવે, આવ્યું છે ઘેર ટાણું.

૩૯૬. કર્મ પણ કોઈ વખત કર્ત્તાના પહેલું આવે છે. જેમ, આ વાત હું તેને કહીશ. રૂપીઆ તો હું લેઈ આવ્યો. આ કામ તું કરજે. આજનો પાઠ મેં વાંચ્યો નથી. ઇ૦ જ્યારે

કોઈ વાક્ય કર્મ હોય, અને તે વાક્ય બતાવવાને એ તે દર્શક સર્વનામ આવે, ત્યારે તે કર્ત્તાની પહેલાં આવે છે. જેમ, તું આવ્યો તે હું જાણતો નથી. મેં તેને માર્યો, એ તું કોઇને કહીશ નહીં.

૩૯૭. જ્યારે કોઈ વાક્ય કર્મ હોય અને તેની પહેલાં, કે ઉભયાન્વયી અવ્યય આવે, ત્યારે તે હમેશ ક્રિયાપદની પછીજ આવે છે. જેમ, તેણે કહ્યું, કે હું નહી આવું. તે જાણે છે, કે મારે બહુ કામ છે.

## વિશેષણ.

૩૯૮. વાક્યમાં વિશેષણ વિશેષ્યની પેહેલાં મુકાય છે, પરંતુ જો વિશેષ્યના ગુણનું વર્ણન કરવું હોય, તો તે વિશેષ્યની પછી પણ આવે, અને તે વિધાન પક્ષમાં ગણાય. જેમ, કૃપાળુ અને સર્વશક્તિમાન પરમેશ્વરે સૃષ્ટિ રચી છે. પરમેશ્વર કૃપાળુ અને સર્વ શક્તિમાન છે. મેં સારી અને ઉપયોગી ચોપડી વાંચી આ ચોપડી સારી ને ઉપયોગી છે.

૩૯૯. વિશેષ્યની જાતિ, વચન, ને વિભક્તિ પ્રમાણે વિશેષણની જાતિ, વચન, ને વિભક્તિ હોય છે (ક૦૧૧૩).

(અ) બીજા પ્રકારના વિશેષણનાં રૂપ બદલાતાં નથી (ક૦૧૧૪), માટે એ સંબંધ પેહેલા પ્રકારના વિશેષણમાંજ જોવામાં આવેછે.

(બ) છઠ્ઠી વિભક્તિ, કૃદંત, અને કોઈ કોઈ વખત સર્વ નામનાં રૂપ (વિશેષણની પેઠે વપરાયછે ત્યારે), પેહેલા પ્રકારના વિશેષણ પ્રમાણે બદલાય છે, માટે વિશેષણમાં તેમનો પણ સમાવેશ લેવો.

૪૦૦. બહુ વિશેષણ એકજ વિશેષ્યને લાગે, તો વિશેષ્યને વિભક્તિ લાગતાં, દરેક વિકારી વિશેષણને વિભક્તિ કાર્ય

થાયછે. જેમ, નવા સ્થપાયલા અણહિલવાડ શેહેરના રાજાઓએ ઈ૦, (સૌરાષ્ટ્રનો ઇતિહાસ).

૪૦૧. બે કે વધારે વિશેષ્ય વાક્યમાં એકજ સંબંધ રાખતાં હોય, તો તેમનું વિશેષણ, જે વિશેષ્ય પેહેલાં તે આવે તે પ્રમાણે બદલાય. જેમ, મારે કાળી બનાત ને મરીનો જોઇએછીએ.

પરંતુ બે કે વધારે વિશેષ્ય જુદી જુદી જાતિનાં કે જુદા જુદા વચનનાં હોય, ત્યારે અર્થની સ્પષ્ટતા સારૂ વિશેષણને દરેક નામ પેહેલાં મુકેછે. જેમ કાળી બનાત ને કાળો મરીનો, રાતી કોર ને રાતો પાલવ.

૪૦૨. એકજ જાતિનાં બે કે વધારે નામ એક વચનમાં હોય, તોપણ તેમનું વિશેષણ વિધાન પક્ષની અંદર બહુ વચનમાં વપરાય છે. જેમ, ગુરૂ ને ચેલો ભલાછે, મા ને છોકરી બંને સારાં નથી, ધોળકું ને ધંધુકું અમદાવાદજીલ્લામાં મોટાં ગામછે.

૪૦૩. જો નામ જુદી જુદી જાતિનાં હોય તો વિશેષણ નાન્યતર જાતિના બહુવચનમાં આવે. ઘણીવાર એવું વિશેષણ વિધાન પક્ષમાં હોય છે, પણ કોઇવાર તે નામ (દ્વંદ્વ સમાસનું) પેહેલું પણ વપરાય. જેમ, રાજા રાણી ભલાંછે. આ સેલુ, પાઘડી, ને દુપટો ઘણાં કીમતી નથી. ભલાં માબાપ, સારાં રાજા રાણી.

૪૦૪. ઘણાં વિશેષ્યને બતાવનાર દર્શક સર્વનામની પછી વિશેષણ આવે, તો તે નાન્યતર જાતિના બહુ વચનમાં રહે છે. જેમ, પુરૂષોતમ, તેની સ્ત્રી, છોકરો, છોકરી, ચાકરનફર, એ બધાં ભલાં છે.

૪૦૫. ઘણાં નામ બતાવવાને 'એ' એ દર્શક સર્વનામ આવે, અને 'એ' ની પછી તે નામોને દર્શાવનાર સાધારણ નામ આવે, તો વિશેષણને જાતિ વચન તે સાધારણ નામ

પ્રમાણે લાગે છે. જેમ, અંગરખું, હીરકોરી ધોતીજોડો, પેઠણ પાઘડી, અને શાલજોટો, એ સારો પણ ઘણો કીમતી પોશાક છે.

૪૦૬. જો બે અથવા વધારે વિશેષ્યકે, અથવા, વા, શબ્દોથી જોડ્યાં હોય, તો વિશેષણ તેની પાસેના વિશેષ્ય પ્રમાણે ફરે. જેમ, છોકરો, કે છોકરી જીવતી હોત. સારી ભેંસ કે બળદ હોત.

૪૦૭. માનાર્થે એક વચનના નામને બહુવચનમાં વાપરીએ, તો વિશેષણ પણ બહુ વચનમાં આવે આપ તો રૂડા છો, અમારા પેહેલા મેહેતાજી તો સારા નહોતા. જો નામ સ્ત્રી જાતિનું હોય તો માનાર્થમાં વિશેષણ નાન્યતર જાતિના બહુ વચનમાં આવે. જેમ, મારાં માસી બહુ ભલાં છે. મહારાજનાં પેલાં નવાં વહુજી હોય કે?

૪૦૮. એકના કરતાં બીજાનામાં કોઈ ગુણ વધારે અથવા ઓછો છે એમ બતાવવું હોય, તો પેહેલા નામને કરતાં અથવા થી લગાડી, બીજા નામ પછી વધારે, જરા, વગેરે મહત્વદર્શક શબ્દ બોલીને વિશેષણ વાપરીએ છીએ. કોઈ વખત એ મહત્વદર્શક શબ્દો મુકાતા પણ નથી. જેમ, મારા કરતાં તે વધારે મોટો છે, આ ચોપડીથી પેલી ચોપડી કદમાં મોટી નથી.

૪૦૯. કોઈ વર્ગમાંની એક વસ્તુ તે વર્ગમાંની બીજી બધી વસ્તુ સાથે સરખાવવી હોય, તો વિશેષણ પેહેલાં સૌથી, સૌમાં, સૌ કરતાં એવા અર્થના શબ્દ મુકાય છે. જેમ, પ્રાણીમાં સૌથી ચઢીઆતું માણસ છે. આ વર્ગમાં સૌથી મોટો વિઠલ છે. સૌના કરતાં હોશીઆર થવું એવી આતુરતા વિદ્યાર્થીના મનમાં હોવી જોઇએ.

૪૧૦. વત્તા ઓછાનો મુકાબલો જણાવવાને સંસ્કૃતમાં વિશેષણને પ્રત્યય લાગે છે. એ પ્રત્યય આપણામાં બહુ વપરાતા નથી; તથાપિ કેટલાંક વિશેષણ તે પ્રત્યય સહિત આપ-

ણામાં આવેલાં છે. જેમ, ઉત્તમ (ઉંચમાં ઉંચ). લઘુતમ (નાનામાં નાનું). સંસ્કૃતમાં એક બીજાનો મુકાબલો બતાવવાને, તર, અને સાથી વધારે કે ઓછું કહેવાને, તમ પ્રત્યય વિશેષણને થાય છે. વળી સર્વોત્કૃષ્ટ, સર્વોપરી એવાં સર્વ સાથે મળી ગએલાં વિશેષણ સાૈથી સરસ નરસ બતાવે છે.

૪૧૧. વિશેષણ અને વિશેષ્યની વચે કોઈ વિશેષ્ય સાથે સંબંધ રાખનાર શબ્દ અથવા શબ્દો આવે, તોપણ વિશેષણને જાતિ વચન તેના વિશેષ્ય પ્રમાણેજ થાય. જેમ, ઘણાં માટીનાં વાસણ, ઉંચી પથરની મૂર્ત્તિ, નવું ગુજરાતી ભાષાનું વ્યાકરણ.

## સર્વનામ.

૪૧૨. સર્વનામોને, જે નામોને ઠેકાણે તેઓ વપરાય છે, તેમની જાતિ, અને વચન, લાગેછે. જેમ, માણસો આવ્યા હતા તે ગયા. તેની પાસે ચોપડીઓ હતી, તે એણે વેચી નાખી.

૪૧૩. ક્રિયાનાથ અને ક્રિયાપદ વચે જાતિ વચનનો જે સંબંધ બતાવ્યો, તેજ સર્વનામ, અને તે જેને વાસ્તે વપરાયાં હોય, તે બેની વચેછે.

૪૧૪. જ્યારે કોઈ શબ્દ, વાક્ય, અથવા ઘણા શબ્દ વિષે કંઈ કહેવું હોય, ત્યારે તે શબ્દ, વાક્ય, અથવા શબ્દ સમુદાય પછી 'એ' એ દર્શક સર્વનામનાં રૂપ આવેછે. અને 'એ' ની પહેલાંના શબ્દોના અર્થમાં 'એ'ની પછી જે શબ્દ આવે, તેની જાતિ વચન 'એ'ને લાગેછે. જેમ, વ્યાકરણ એ એક વિદ્યા છે. કરવું, જવું, એ કૃદંતનામ છે. ચોરી કરવી એ એક ગુનો છે. તમે લાંચ લઇને ખરાનું ખોટું ને ખોટાનું ખરૂં કરોછો, એ મોટો અન્યાય કહેવાય. શેલું, પાઘડી, અને દુપટો, એ ચીજો મને પોહોંચી છે.

૪૧૫. ઘણી વખત કોઇ વાક્ય, અથવા કૃદંત નામને

વાસ્તે 'એ' દર્શક સર્વનામ આવે છે, અને તેની પછી નામ આવતું નથી; ત્યારે 'એ' નાન્યતરજાતિના એક વચનમાં રહે છે, અને તેને તે પ્રમાણે વિશેષણ વગેરે લાગે છે. જેમ, તમે હમેશાં એને દુખ દ્યો, એ સારૂં ન કહેવાય. ખાવું એ માણસને જરૂરનું છે.

૪૧૬. એકજ જાતિનાં ઘણાં નામ બતાવવાને 'એ' આવે, અને તેની પછી પહેલાંનાં નામને બતાવનાર કોઈ નામ નહોય, તો તેજ જાતિના બહુવચનમાં 'એ' રહે, અને તે પ્રમાણે ક્રિયાપદ વગેરે ફરે. જેમ,

કેસવલાલ, મૂળજી, અને નારણલાલ, એ હજી સુધી આવ્યા નથી. પારવતી, કાશી અને મહાલક્ષ્મી, એ બાઇને બોલાવવા ગઈયોછે. છાપરૂં, ટાંકું, અને ભોંયરૂં, એ એક મહિનામાં તૈયાર થયાં.

૪૧૭. જુદી જુદી જાતિનાં નામને બતાવવાને 'એ' નાં રૂપ આવે, અને તેની પેહેલાંનાં નામને દર્શાવનાર સાધારણ નામ ન હોય, તો એ નાન્યતરજાતિના બહુવચનમાં રહે; અને તે પ્રમાણે ક્રિયાપદ વગેરે ફરે. જેમ, ઘોડો, ગાય, વાછરડું, અને બળદ, એ ચરવા ગયાંછે. શેલું, પાઘડી, દુપટો, અને શાલજોટો, એ મેં આજ વેચાતાં લીધાં.

૪૧૮. પ્રશ્નાર્થક સર્વનામને જે વિભક્તિ લાગે, તેજ જવાબને લાગવી જોઇએ, જેમ, કોણ બોલ્યું? મનસુખ. કોને વાગ્યું? લલુને. કોણે કર્યું? બાપુભાઇએ. શેને વાસ્તે લડાઇ થઇ? રૂપીઆને વાસ્તે. શાથી મરી ગયો? તાવથી. કોનું કામ ચાલેછે? મોતીલાલનું. આકર્ષણ વિષે પાઠ શેમાંછે? સાતમી ચોપડીમાં.

૪૧૯. ઘણી વખત એવી રીતે પ્રશ્ન કરવામાં આવેછે કે, તેથી જાણે આપણે કંઈ ખબર માગતા નથી, પણ આપણે

જે રૂપમાં સવાલ પુછીએ તેથી ઉલટા રૂપમાંજ સામા માણસ પાસેથી જવાબ માગીએછીએ. જેમ, શું તે ચોર નથી? જવાબ, તે ચોરછે. લાંચ કંઈ બધા માણસો પાસેથી લેવાયછે? જવાબ કે ના. આવા સવાલને અલંકારિક પ્રશ્ન કહેછે.

અલંકારિક પ્રશ્નમાં આપણા મનના ભાવથી ઉલટો પ્રશ્ન પુછવામાં આવેછે, અને તેનો જવાબ આપણા ધાર્યા પ્રમાણેજ મળેછે.

૪૨૦. પ્રશ્નનું રૂપ બતાવવાને કોઈ વખત કર્ત્તાની પેહેલાં અથવા પછી શું આવે છે, કોઈ વખત વાક્યને છેડે, 'કે' આવે છે, અને કોઈ વખત શું અને કે બંને આવે છે. ઘણું કરીને અલંકારિક પ્રશ્નમાં શું વધારે આવેછે, અને સાધારણ ખબર મેળવવાના સવાલમાં કે વધારે આવેછે. જેમ, શું, હજી તે નાનો છે? રાજાભાઈ ગામ ગયા હતા તે આવ્યા છે કે? શું, તમે બોલતા નહોતા કે? તે ગયો નથી કે શું?

૪૨૧. શું ઉપરથી શો, શી, શું એ જાતિ દર્શક રૂપ થાય છે, પરંતુ હમણાં સારા ગ્રંથકારો પણ ગમે તે જાતિનાં નામ સાથે શું વાપરેછે. જેમ,

'શું માણસની અવસ્થા છે! તેનો અર્થ શું હશે એ વિષે તે ઉંડા વિચારમાં પડ્યો.' (નંદશંકર, કરણ ઘેલો). મેં તે શું પાપ કર્યાં હશે? (નગીનદાસ. ગુ. ના.)

કવિતામાં કોઈ વખત શુંનો અર્થ સાથે થાયછે, અને ત્યારે તે શબ્દયોગી અવ્યયછે. જેમ,

પરનારી શું પ્રીતજ તારે મદ ઘણો મન માંહી. નરસીમેતો.
વૈશ્નવ શું આણ્યો અણુરાગ. તુળસીદાસ.

૪૨૨. સંબંધી સર્વનામની અને તેના સંબંધમાં જે દર્શક સર્વનામ આવે તે બેની જાતિ વચન એકજ હોય, પણ વિભક્તિઓ વખતે જુદીએ આવે. જેમ, જેણે કર્યું હોય તેને કહે. જે સ્કાલરો ભણતા હતા તેમને નોકરી મળી.

૪૨૩. ઘણી વખત સંબંધી સર્વનામ અધ્યાહાર રહીને તેના સંબંધનું દર્શક સર્વનામજ ફક્ત આવેછે. જેમ, અહીં આવ્યા હોય તેમને તો કહો. બાલે તેનાં બાર વેચાય.

કવિતામાં કેટલીક વખત સંબંધી સર્વનામને મળતું દર્શક સર્વનામ, અને કેટલીક વખત તે બને અધ્યાહાર રહેછે. જેમ,

રળ્યો ન કીધું પાપ. રળ્યો જે ન કરી નિંદા,
રળ્યો ન લીધો શાપ, રળ્યો જેણે સૌ વંદા. (સામળ).

૪૨૪. બે અથવા વધારે શબ્દ મળીને એક શબ્દ થયો હોય, તો વિભક્તિનો પ્રત્યય છેલા શબ્દને લાગે છે. જેમ, રાજારાણીએ કંઈ લક્ષ આપ્યું નહીં; સ્ત્રીપુરૂષનું જોડું છે; માબાપની આજ્ઞા માનવી.

૪૨૫. બે અથવા વધારે નામ કોઈ ઉભયાન્વયી અવ્યયથી જોડાએલાં હોય, તો વિભક્તિનો પ્રત્યય દરેકને લાગે, અથવા ફક્ત છેલાનેજ લાગે. જેમ, એ છોકરો માને, બાપને, કે મેહેતાજીને ગાંઠતો નથી. 'ધર્મ તથા સ્વાધીનતાના પ્રેમથી પ્રજા ઘણી ઉશ્કેરાએલી હતી'. નામને જાતિ, વચન, અને વિભક્તિના પ્રત્યય લાગે છે. ૪૦.

૪૨૬. ધંધો, ઓહદો, ઈ. બતાવનાર શબ્દ સમાનાર્થમાં આવીને કોઈ નામનું વિશેષપણું બતાવે તો, તે નામને જે વિભક્તિ લગાડવી હોય તે છેલા શબ્દને લાગે. જેમ, આ ચોપડી મયારામ શંભુનાથ ધોળકા પ્રાંતના ડિપ્યુટી એજ્યુકેશનલ ઈન્સ્પેક્ટરે છપાવી પ્રગટ કરી. મેં આ પાઘડી મૂળચંદ ઝવેર કાપડીઆ દલાલની મારફતે લીધી છે. છોકરા બીચારાએ શાં પાપ કર્યાં. છોકરા બીચારાને શું છે. કોઈ વખત બધાને વિભક્તિના પ્રત્યય લાગેછે. જેમ, છોકરાને બીચારાને શું કામ મારોછો. છોકરે બીચારે શાં પાપ કર્યાં. (ક. ૧૬૮ જુઓ).

૪૨૭. જ્યારે છેલાજ નામને વિભક્તિ લાગે છે ત્યારે પે-

હેલાંના નામને વિભક્તિ કાર્ય થાય છે ખરાં. જેમ, લુચ્ચા, ઠગારા, અને ચોરની સોબત કરવી નહીં.

૪૨૮. જો એક અથવા વધારે શબ્દને બતાવવાને એ દર્શક સર્વનામ આવે, અથવા તેમની પછી વગેરે, ઇત્યાદિ એ શબ્દો આવે, તો વિભક્તિના પ્રત્યય ફકત દર્શક સર્વનામ, વગેરે, ઇત્યાદિ, એમને લાગેછે; અને પહેલાંનાં નામ વિભક્તિ કાર્ય થયા વગર પોતાના મૂળ રૂપમાંજ રહેછે. જેમ, પોતાનો સગો મામો અને સસરો બીજો જેમ્સ તેને ઇંગ્લંડની ગાદી ઉપરથી ઉઠાડવામાં તે સામેલ થયો હતો. (મહિપતરામ). ગાય, ભેંસ, બળદ, હાથી, અને ઊંટ વગેરેને ચોપગાં પ્રાણી કહેછે. શેઠ, શાહુકાર, પ્રધાન, કારકુન, ઇત્યાદિથી રાજાની કચેરી ભરપૂર રહેતી.

## વિભક્તિઓના અર્થ.

### પહેલી.

૧. કર્ત્તા અર્થઃ—(અ). અકર્મક ક્રિયાપદનો કર્ત્તા સ્પષ્ટ હોય-એટલે ભાવ નહોય-તો તે પહેલી વિભક્તિમાં મુકાય છે. જેમ, ચોપડી ફાટી; તું બેશ; ઘર પડત તો નુકશાન થાત.

(બ). સકર્મક ક્રિયાપદ આજ્ઞાર્થ વર્ત્તમાન, ભૂત, અને વિ- શેષભૂત અથવા તેથી થએલા કોઇ મિશ્રકાળમાં નહોય, તો તેનો કર્ત્તા પહેલી વિભક્તિમાં આવે. જેમ, છોકરો પાઠ લખે છે; હું તેને દાન આપીશ. ઇ૦. ભણ, શીખ, ઇ૦ ૨૩૩ મી કલમમાં બતાવેલા ધાતુઓના ભૂત અને વશેષભૂતમાં પણ કર્ત્તા પહેલી વિભક્તિમાં આવેછે. જેમ, હું પાંચ પાઠ શીખ્યો; તું પાંચમી ચોપડી ક્યારે ભણેલો? ઇ૦

૨. કર્મ અર્થઃ—(અ) કર્મણી પ્રયોગમાં કર્મ ઘણું કરીને પહેલી વિભક્તિમાં મુકાયછે. જેમ, તેણે કામ કર્યું, તેણે પાઠ વાંચ્યો.

(બ) કર્તરીમાં જ્યારે કર્મ કોઈ પદાર્થ અથવા જનાવર વાચક નામ હોય, ત્યારે તે ઘણું કરીને પહેલી વિભક્તિમાં આવેછે. જેમ, તે દૂધ પીએ છે. હું ઓસડ ખાઉંછું. દરજી કાલે અંગરખું શીવશે. તે ઘોડો લાવ્યો.

(ક) કર્મ મનુષ્ય વાચક સામાન્ય નામ હોય, તો તે પહેલી કે બીજી એમાંથી ગમે તે વિભક્તિમાં મુકી શકાય. જેમ, તમે છોકરી ( કે છોકરીને ) ત્યાં પરણાવશો ? તે એક વરસ પછી પોતાનો છોકરો ( કે પોતાના છોકરાને ) નિશાળે મુકશે.

પરંતુ કેટલીક વખત કર્મ પહેલી વિભક્તિમાંજ શોભે છે. જેમ, ગોપાળરાવ ભાણાભાઈ પાસેથી છ શિપાઈ મંગાવે છે. તું એક માણસતો લાવતો. હુ એક ગાડી લાવુંછું.

(ડ) કર્મ સર્વનામ હોય અને તે જો મનુષ્ય વાચક સામાન્ય નામ અથવા બીજા કોઈ પ્રાણી કે પદાર્થને વાસ્તે મુકાયું હોય, તો તે સર્વનામ પહેલી કે બીજીમાં રહે. જેમ, તેના બાપે ધન મુક્યુંછે, તે એ વાપરેછે. બે વરસ પહેલાં મેં એક ઘોડો રાખ્યો હતો, તે ( અથવા તેને ) હું આજ વેચી દેઉં છું.

(ઈ) ક્રિયાપદોને ઉપસ્થ અને અનુપસ્થ બંને કર્મ લાગે, તો ઉપસ્થ કર્મ પહેલીમાં મુકાય છે. જેમ,બાપ છોકરાને વિદ્યા ભણાવે છે. તે મેહેતાજી છોકરાઓને સોટીઓ મારતા હતા. હું કેવળદાસને રૂપીઆ આપીશ.

૩. સ્થળ બતાવવામાં:—જવાનું ઠેકાણું-વિશેષકરીને અકરાંત અને ઇકારાંત-પહેલી વિભક્તિમાં આવેછે. જેમ, તે સુરત ગયો છે. હું મુંબઈ જવાનોછું,

૪. કાળ બતાવવામાં:—કોઈ ક્રિયા અમુક મુદત સુધી ચાલી, ચાલશે, કે ચાલતી હોય,તો તે મુદત પહેલી વિભક્તિમાં આવે છે. જેમ, તે દરરોજ છ કલાક ઉંઘે છે. તેણે બે વરસ નોકરી કરી. તે દશ દિવસ માંદો રહ્યો. હું મુંબઇમાં ત્રણ મહિના રહીશ.

૫. મજલ અથવા અંતર બતાવનાર શબ્દ પહેલીમાં આવે છે. જેમ, આગગાડી એક કલાકમાં પંદર ગાઉ ચાલે છે. અમદાવાદથી નડિઆદ ત્રીશ મૈલ છે; બળદ આજ બે **ગાઉ** ચાલ્યા.

૬. પરિમાણ અથવા માપ બતાવવામાં પણ પહેલી વપરાય છે. જેમ, તેણે પાંચ **મણ** ઘહું આણ્યા. કુવામાં ચાર **આથોડાં** પાણી આવ્યું. આજ બે **ઇંચ** વરસાદ વરસ્યો. દુકાનદારે સો **ગજ** માદરપાટ વેચ્યો.

૭. વિધાનપક્ષમાં કર્તા અથવા કર્મ દર્શવનારે નામ હોય, તો તે પહેલી વિભક્તિમાં રહે છે. જેમ, તે **માણસ** છે. નથુ કેદી થયો. રઘુવંશ **કાવ્ય** ગણાય છે. હું તેને **રાજા** ગણું છું.

**બીજીવિભક્તિ.**

૧. ઉપસ્થકર્મમાંઃ—

(અ) કર્મ જો મનુષ્ય વાચક વિશેષનામ હોય, તો તે ઘણું કરીને બીજી વિભક્તિમાં મુકાય છે. જેમ, તે ગોવીંદને બોલાવે છે. તે **મનસુખને** લઈ ગયો.

(બ) પહેલા અને બીજા પુરૂષનાં સર્વનામ કર્મ હોય, તો તે હમેશાં બીજી વિભક્તિમાંજ આવે, જેમ, તેણે **મને** દેશાવર મોકલ્યો.

પરંતુ કવિતામાં કોઈ વખત મુજ અને તુજ એ રૂપ કર્મમાં આવે છે. જેમ,

વારે વારે પુછે શું **મુજ**. (ઓખાહરણ.)
દેવો સઘળા પૂજીને પામીશું હું **તુજ**. (ધ્રુવઆ.)

(ક) કર્મમાં ત્રીજા પુરૂષનું સર્વનામ મનુષ્ય વાચક વિશેષ નામને ઠેકાણે હોય, તો તેને બીજી વિભક્તિ લાગે છે. જેમ, મેં **તેને** જોવા સારૂ બેસાડ્યો. મેં **તેને** ઉંઘમાંથી ઉઠાડ્યો.

૨. **અનુપસ્થકર્મમાંઃ**-વાક્યમાં બે કર્મ હોય તો બીજું એટલે અનુપસ્થ કર્મ બીજી વિભક્તિમાં આવે. જેમ, રાજાએ વાઘને

ગોળી મારી. મેં છોકરાને પૈસા આપ્યો. હું રાજાને વાતપુછુંછું.

૩. વિધિવર્ત્તમાનથી થએલા સંયુક્ત કાળમાં કોઈ વખત ખરો કર્ત્તા પણ બીજીમાં આવે છે. જેમ આખરે રાજાને જુના પ્રધાનોને બોલાવવા પડ્યા. અંતે તેને કામ કરવું પડ્યું.

૪. સંબંધાર્થેઃ—જેમ, ધોતીને કોરછે. પાંચ જેમ આઠને છે તેમ પચીશ ચાળીશને છે. રાજાને પાંચ કુંવર છે.

કોઈ ક્રિયા બની ત્યારથી અત્યાર સુધીનો વખત કેટલો થયો, તે કહેવું હોય તો તે ક્રિયાના ભૂતકાળરૂપે વપરાયલા કૃદંતને બીજી અથવા ત્રીજી વિભક્તિ લાગે છે જેમ, તેને ગયાને (ગયે) બે વરસ થયાં. આ નિશાળની પરીક્ષા લીધાને (લીધે) ચાર મહિના થયા.

## ત્રીજી વિભક્તિ.

૧. કર્ત્તાઃ—

(અ). પાને ૭૫ મે બતાવેલા ધાતુઓ શિવાય સકર્મક મૂળ ભેદમાં ક્રિયાપદ, ભૂત, વિશેષભૂત અને તેથી થતા મિશ્ર કાળમાં હોય, તો કર્ત્તા ત્રીજીમાં આવે છે. જેમ, તેણે કામ કર્યું. મેં પાઠ વાંચ્યો. તેણે ભૂલ કરેલીછે. મેં ચોપડી ખોઈછે.

(બ). મૂળભેદે આજ્ઞાર્થ ભવિષ્યમાં કર્ત્તા ત્રીજી વિભક્તિમાં હોય છે. જેમ, મારે જવું, તેણે ખાવું, મણીલાલે ભણવું.

(ક). આજ્ઞાર્થ ભવિષ્યથી થતા મિશ્રકાળોમાં ફરજ બતાવવી હોય તો ઘણું કરીને ત્રીજી વિભક્તિ કર્ત્તા થાય છે. જેમ તેણે કરવું હતું. ( ૭૫ મા પાનાની ટીપ જુઓ ).

(ડ). શક્ય ભેદમાં કે તેવા અર્થમાં કોઈ વખત પાંચમીને ઠેકાણે ત્રીજી વિભક્તિ આવી કર્ત્તા થાય છે. જેમઃ— ચિત્રલેહા કહે ઘેલી થઈ, દેવે અહિંયાં અવાયે નહિ (ઓખા૦). સ્રીએ બીજો પતિ થાય. (વેનચરિત્ર).

૨. કરણ—એટલે કોઈ ક્રિયાનું સાધન બતાવનાર નામ ત્રીજી વિભક્તિમાં આવે. જેમ, તેણે એક ગોળીએ વાઘ

માર્યો; આપણે આંખે જોઇએ છીએ, હાથે ખાઇએ છીએ, અને પગે ચાલીએ છીએ.

કરીને શબ્દયોગી અવ્યય પહેલાંના, અને વિના, વગર, એમની પછીના નામને ત્રીજી વિભક્તિ લાગેછે. જેમ, હાથે કરીને જાળમાં પડ્યો. વેપારે કરીને ગુજરાત પૈસાદાર થઈ. વગર વિચારે બોલવું નહીં. વગર લેવેદેવે તું એને શું કામ પીડે છે. વિના કારણે કોઇને દુખ દેવું નહીં.

૩. કારણ અથવા હેતુ બતાવનાર નામને ત્રીજી લાગે. જેમ, તાપે ઘી પીગળે છે, હમણાં તાવે ઘણાં માણસ મરી જાય છે, તે જાત્રાએ ગયો છે. તે મોંકાણે (કોઇનેરડવા)ગયો છે; તે દાઢીએ ગયો છે.

૪. સાહિત્ય બતાવવામાં ત્રીજી આવેછે. જેમ, રાજા બસેં ઘોડે આવ્યો. તું ચઢ્યે ઘોડે કેમ આવ્યો છે? તેણે તમને બહુમાને નમસ્કાર કહ્યાછે.

૫. કોઈ પણ વસ્તુનું મૂલ-ભાવ બતાવવાને ત્રીજી વપરાય છે. જેમ, આ ઘર મેં બસે રૂપીએ લીધું, મોગરી બે પૈસે શેર મળે છે.

ભાવ બતાવવો હોયતો કીંમતને ન લાગતાં વસ્તુને પણ ત્રીજી લાગે. જેમ, બે રૂપીએ મણ અથવા મણે બે રૂપીઆ. તેમજ શેરે ત્રણ પૈસા, દર ઘોડે પચાસ રૂપીઆ.ઈ.

૬. સ્થળ બતાવવામાં:—

(અ) જવાના સ્થળને-વિશેષે કરીને ઉકારાંત અથવા આકારાંત સ્થળને-ત્રીજી લાગેછે, જેમ, તે વડોદરે ગયો છે. હું આગ્રે જવાનોછું.

(બ). કોઈ સ્થળની આગળ, પાસે, ઉપર, એવો અર્થ બતાવવો હોય, તો તે સ્થળને ત્રીજી વિભક્તિ લાગે. જેમ, લુગડે ડાઘ પડ્યા. ગરબે ગાવા જાય છે. ઝાડે પાંદડાં આવ્યાં. તમે ઘોડે બેસશો કે ગાડીએ!

(૬). જે ખરે ખરાં સ્થળ નથી, પણ સ્થળની પેઠે જે મને કલ્પી શકાય, તે પણ ત્રીજી વિભક્તિમાં રહે. જેમ, **લેવે** લકડ ને દેવે પથર. તે **બોલવે ચાલવે** સારો છે. **ગયે આવ્યે** ઓળખાણ રહેછે. વાજબી **રાહે** જોઈએ તો તેનું પોસાતુંનથી.

(૬). શરીરના જુદા જુદા ભાગમાં કંઈ થયું હોય, અથવા કંઈ પહેર્યું હોય, તો તે ભાગોને ત્રીજી વિભક્તિ લાગે. જેમ, તે **અંગે** રહી ગયો છે. તે **આંખે** આંધળો છે. તેને માથે પાઘડી છે. તેને મોઢે શીતળાનાં ચાઠાં છે.

૭. પરિમાણ અથવા માપ બતાવવામાં ત્રીજી આવેછે.

દૂધપાકમાં મણે છશેરીકી ખાંડ નંખાયછે.

છાપવામાં સૈકડે બે કાગળ બગડેછે.

૮. કાળદર્શક. કોઈ ક્રિયા અમુક મુદતે બનતી હોય, બની હોય, કે બનવાની હોય, ત્યારે તે મુદતને ત્રીજી લાગે. જેમ, નિશાળમાં છ મહિને વર્ગ બદલાય છે, તે પાંચ વરસે આવ્યો, રેલવેનું કામ ત્રીશ વરસે પુરૂં થશે (બીજો અર્થ પાછળ બીજી વિભક્તિમાં જુઓ)

૯. ધર્મ, નામ, જાતિ, સ્વભાવ, વગેરે સાથે બતાવવો હોય, તો પેહેલું અથવા સાધારણ નામ ત્રીજીમાં આવે. જેમ, હું, કીશોર રૂગનાથ ધર્મે હિંદુ, જાતે લેઉવા કણબી, ઇકરાર કરૂંછું કે, ઈ. મોતી **નામે** એક છોકરો હતો, તે **સ્વભાવે** બહુ આકળો હતો.

## ચોથી વિભક્તિ.

ચોથી વિભક્તિ ફક્ત પ્રયોજન એટલે હેતુ અથવા કારણ બતાવવામાં વપરાય છે. અને તેની પછી વાસ્તે, કાજે, લીધે, અર્થે, માટે, એ શબ્દયોગી પ્રત્યક્ષ કે અધ્યાહાર રહે છે. જેમ, તેને વાસ્તે હું પાણી લેઉંછું. તે પૈસાને સારૂ ફાંફાં મારે છે. તમે ભણવાને આવ્યા છો કે રમવા?

**પાંચમી.**

૧. શક્ય ભેદમાં ક્રિયાનો કર્ત્તા પાંચમીમાં આવે છે જેમ મારાથી જવાયું, છોકરાંથી છાશ પીવાય નહી.

૨. અપાદાન એટલે વિયોગ, કોઇપણ ઠેકાણે અથવા વસ્તુથી જુદા પડવાનું હોય તો તે ઠેકાણા અથવાં વસ્તુને પાંચમી લાગે છે, જેમ, તે મુંબઇથી નિકળ્યો હશે; આ વાત તું મેહેતાજીથી છાની રાખજે. જે સ્થળે જવાને ત્રીજી વિભક્તિ લાગે છે, તે સ્થળથી છુટા પાડવાને ત્રીજી સાથે પણ પાંચમી લાગે છે. જેમ તે કાશીએથી અથવા કાશીથી નીકળ્યો હશે.

૩. અવધી અથવા સ્થળાંતર, કાળાંતર બતાવવું હોય, તો પહેલા નામને પાંચમી લાગે. જેમ, સુરતથી અમદાવાદ ૧૦૦ ગાઉ છે. ગણેશચોથને દિવસે સવારથી તે સાંજ સુધી લોકો ઉભા રહે છે. અમુક જગા આગળ અથવા અમુક વખતે ક્રિયા થઇને આગળ ચાલતી રહી હોય તો તે જગા અથવા કાળને પાંચમી લાગે છે. અમને નડીઆદથી વરસાદ સરૂ થયો. મુંબઈની ગાડી ભરૂચથી બહુજ ઉતાવળી ચાલી. તેને બે મહિનાથી કેદમાં નાંખ્યો છે. તે છ મહિનાથી માંદો છે.

૪. ન્યુનાધિકતાઃ કોઈ પણ વસ્તુને જે વસ્તુ અથવા વસ્તુઓ કરતાં નહાની મોટી કહેવી હોય તે વસ્તુ પાંચમીમાં આવે. (૪૦૮ જુઓ) ઘડાથી માણ મોટી હોયછે.

૫. કરણ એટલે ક્રિયાનું સાધન બતાવવામાં પાંચમી આવે છે. જેમ પૈશાથી બધું મળે, વરાળથી ગાડી ચાલે છે.

૬. કારણ બતાવવામાં પણ પાંચમી લાગેછે. જેમ, આ સાલ કોલેરાથી ઘણાં માણસ મરી ગયાં; ઓસડથી

રોગ મટે; મહેનતથી ડરવું નહી; ભયથી પાછા હઠવું નહી.

૭. સાહિત્ય બતાવવામાં પણ પાંચમી આવે છે. તેણે બહાદુરીથી લઢાઇ કરી. તે મુઠીભર માણસથી સંગ્રામમાં ઉતર્યો.

## છઠ્ઠી વિભક્તિ.

છઠ્ઠી વિભક્તિ ઘણી જાતના સંબંધ બતાવે છે. તેમાંના કેટલાક નીચે પ્રમાણે.

૧. સગપણઃ—તેનો છોકરો, મારાં માબાપ, છોકરાની વહુ.

૨. જાતિ સંબંધ. જાતનો નાગર, જાતનો કણબી.

૩. સ્વસ્વામી ભાવ સંબંધ; એટલે કોઈ વસ્તુનો કબજો કરનાર અને તે વસ્તુ એ બે વચેનો સંબધઃ—તેની ચોપડી, મારૂં ઘર, ૪૦

૪. સેવ્ય સેવક ભાવ સંબંધઃ એટલે શેઠ અને ચાકર વચેનો સંબંધ. શેઠનો ચાકર, લલુભાઇનો ગુમાસ્તો.

૫. આધારાધેય એટલે આધાર અને આધારે રહેલાનો સંબંધ. જેમ, નદીનું માછલું, ગોળીનું પાણી.

૬. અખંડખંડ ભાવ એટલે આખાનો એક ભાગ સાથે સંબંધ. જેમ, ઘરનું છાપરૂં. ટેબલનું બાનું; ચોપડીનું પાનું; હાથની આંગળી.

૭. કાર્ય કારણ ભાવ, એટલે જેમાંથી કંઈ કરાય તેનો સંબંધ. માટીનું વાસણ, પીતળની દેઘડી, સોનાનું કડું.

૮. માણસ અથવા કોઈ પદાર્થ અને તેના ગુણવિષેનો સંબંધ. જેમ, માણસનું ડહાપણ, ઘોડાની ગતિ, ચોપડીનું કદ.

૯. કેટલેક ઠેકાણે ત્રીજી વિભક્તિના અર્થમાં પણ છઠ્ઠી વપરાય છે. જેમ, તે દહાડાનો સુએ છે, અને રાતનો જાગે છે. તે હાથનો ચોખ્ખો છે.

૧૦. કોઈ વખત કારણ પાંચમીના અર્થમાં છઠ્ઠી આવે છે. જેમ, મારા કહેવાનો તને ગુસો લાગે છે?

૧૧. કોઈ વખત અપાદાનને અર્થે કાળવાચક અથવા સ્થળવાચકને છઠી લાગેછે. જેમ, તે જન્મનો આંધળો છે. હું કાલનો તેને કહુંછું, પણ તે સાંભળતો નથી.

## સાતમી.

૧. અધિકરણ એટલે સ્થાન-ખરેખરાં અથવાં કલ્પિત સ્થાનની અંદર-માંહિ-એ અર્થમાં સાતમી વપરાય છે. જેમ, તે ઘરમાં છે. હું ચઉટામાં બેઠો હતો. ગળપણમાં ખાંડ સારી નથી. તે ભર ઊંઘમાં છે. તે દુઃખમાં ડુબ્યો.

૨. અમુક વખતની અંદર બતાવવાને પણ સાતમી વપરાય. જેમ હું સવારમાં આવીશ. આ કામ દશ દિવસમાં પુરૂં થશે.

૩. આપણા શરીરના અવયવ જે વસ્ત્ર આભુષણમાં રહેછે, તેને સાતમી વિભક્તિ ન લગાડતાં અવયવનેજ સાતમી લગાડવાની રૂઢી છે. જેમ, પગમાં પગરખું નથી. ગળામાં કંઠી નથી.

## સંબોધન.

કોઈ પણ પ્રાણીને, અથવા નિર્જીવ પદાર્થને જીવવાન કલ્પિને, તે જાણે પોતાની સામે હોય તેમ બોલાવીએ તો સંબોધન વપરાય. જેમ, છોકરા, તું બહુ નઠારો છે. પરમેશ્વર, જે તમે કરશો તે ખરૂં.રે નદી! સંબોધનની પહેલાં કોઈ કોઈ વખત ઓ, હે, અહો, વગેરે કેવળપ્રયોગી અવ્યય મુકવામાં આવે છે. જેમ, હે મધુર! ઓ દુષ્ટ, રાક્ષસ! હે પ્રિયંવદ, હે હરિણપતિ. ઇ. (વિક્રમોર્વશી ત્રોટક.)

## ક્રિયાપદ.

૪૨૯. અકર્મક ધાતુનો ખરો કર્ત્તા હોય, તેજ તે ધાતુ

ઉપરથી થએલા સકર્મકનો પણ થાયછે. જેમ,

હું ઉઠુંછું. હું તેને ઉઠાડુંછું.

હું ચાલ્યો. મેં તેને ચલાવ્યો.

અકર્મક ઉપરથી સકર્મક થતાં ભૂત, વિશેષભૂત, અને તેથી થતા મિશ્રકાળોમાં કર્ત્તાની વિભક્તિ ત્રીજી થાય છે.

૪૩૦. સકર્મક ધાતુના કર્ત્તા કર્મ હોય તેજ તે ઉપરથી થએલા કર્મક અથવા પ્રેરકના પણ કર્ત્તા કર્મ રહે છે. જેમ,

હું ચોપડી લખુંછું. હું તેની પાસે ચોપડી લખાવુંછું.

મેં કામ કર્યું. મેં લલુ પાસે કામ કરાવ્યું.

પરંતુ જે સકર્મક ધાતુના ભૂત અને વિશેષ ભૂતકાળમાં કર્ત્તા પહેલી વિભક્તિમાં આવેછે, તેજ ધાતુના કર્મક અથવા પ્રરક રૂપના ભૂત અને વિશેષ ભૂતમાં કર્ત્તાને ત્રીજી વિભક્તિ લાગે. જેમ છોકરો પાઠ બોલ્યો. છોકરાએ બીજા પાસે પાઠ બોલાવ્યો. હું પાઠ સમજ્યો (સ.)મેં તેને પાઠ સમજાવ્યો. (ક).

૪૩૧. મૂળભેદમાં અકર્મક ધાતુનો કર્ત્તા હોય તે, તેજ ધાતુના શક્યભેદના રૂપમાં કારણ થાયછે, અને ભાવ કર્ત્તા થાયછે. જેમ હું ગયો; મારાથી જવાયું. તું ચાલેછે; તારાથી ચલાયછે.

૪૩૨. સકર્મક ધાતુના શક્યભેદમાં, મૂળભેદનો કર્ત્તાકારણ થાયછે. અને કર્મહોય તે કર્ત્તા થઈ ક્રિયાપદ અકર્મકના રૂપમાં રહેછે. જેમ, હું કામ કરૂંછું, મારાથી કામ કરાય છે.

૪૩૩. મૂળભેદમાં સકર્મક ક્રિયાપદ ઉપસ્થ અને અનુપસ્થ બે કર્મ લે, તો ઉપસ્થ શક્યભેદમાં કર્ત્તા થાય. અને અનુપસ્થ કર્મ થાય. જેમ, રાજાએ વાઘને ગોળી મારી. (મૂળ.) રાજાથી વાઘને ગોળી મરાઈ. (શક્ય).

૪૩૪. કેટલીક વખત શક્યભેદનું આ પ્રત્યય સહિતનું રૂપ ન બોલતાં ઉતાવળમાં આ વગર ટુંકું રૂપ બોલાય છે, અને

તેથી મૂળભેદનું રૂપ જાણે શક્યભેદના અર્થમાં હોય એમ લાગેછે. જેમ, મારાથી કેરી પડશે તો હું પાડીશ. મારાથી તે કામ થશે*તો હું કરીશ. તારાથી ગાંઠ છૂટે તો તું છોડ.ઈ.

૪૩૫. અનિયમિત વર્ત્તમાન કાળના બીજા પુરૂષના એક વચનમાં ત્રણ રૂપ આપ્યાં છે, તેમાં પ્રત્યય રહિત મૂળ ધાતુ છે તે ફક્ત આજ્ઞામાંજ વપરાયછે. અને બાકીનાં બે રૂપ સંકેતાર્થે અથવા સ્વાર્થમાં વપરાયછે. જેમ તું કર (આજ્ઞા.) જો તું કરે (સંકેત.) ઈ.

૪૩૬. આજ્ઞાર્થમાં નીચેના કાળ વપરાયછે.

૧. કંઈ તરતજ કરવાને આજ્ઞા કરવી હોય તો અનિયમિત વર્ત્તમાન. જેમ, તમે જાઓ.

૨. થોડીવાર પછી કરવાને ફરમાવવું હોય તો ભવિષ્ય કાળનું 'જે' અને 'જો' પ્રત્યય વાળું રૂપ વપરાય છે. જેમ, તમે આવજો.

૩. ઉપરના અર્થમાં નકાર બતાવીને આજ્ઞા કરવી હોય તો વર્ત્તમાન કૃદંતનું રૂપ વપરાય. જેમ, તું કરજે, તું કરતો નહીં. તું ખાજે, તું ન ખાતો. તમે બોલજો, તમે બોલતા નહીં.

૪. સભ્યતાથી આજ્ઞા કરવામાં ભવિષ્યકાળનું સાધારણ રૂપ વપરાયછે. જેમ તમે કરશો.

૫. કંઈ સત્તાની સાથે હુકમ કરવો હોય તો આજ્ઞાર્થ ભવિષ્યકાળ વપરાય છે. જેમ તમારે પાઠ તૈયાર કરવો.

૪૩૭. સંકેતાર્થમાં સરતવાળા વાક્યમાં સંકેત ભૂત હોય તો પરિણામ બતાવનારે વાક્યમાં પણ સંકેત ભૂતજ આવે છે. આ શિવાય પણ સાધારણ નિયમ એવો છે કે, સરત વાચક વાક્યમાં જે કાળ હોય તે અથવા ભવિષ્યકાળ પરિણામમાં

---

*કર ધાતુના શક્યભેદના અર્થમાં 'થા' અને 'બન' ધાતુ પણ વપરાય છે.

આવે. પછી કોઈ વખત જુદો કાળે આવે. જેમ, જો તું ભણત તો તને ફાયદો થાત. જો હું કરૂં તો તુ કરજે. જો તું જાય તો હું આવું. જો એ ભણ્યો તો એને ફાયદો થયો. જો બોલ્યો તો માર ખાઇશ. જો તે આવશે તો હું આવીશ.ઈ૦

૪૩૮. ઘણી વખત સરત બતાવનાર વાક્યમાં 'જો' અધ્યાહાર રહે છે. જેમ, તમે જાઓ તો ભાઇને મોકલજો. તમે બોલ્યા તો કામ થયું. મહેનત કરશો તો ફળ મળશે.

૪૩૯. કવિતામાં કોઈ વખત જો અને તો બંને અધ્યાહાર હોય છે. જેમ, પિંડ હું પાડું સર્વથા, આજ ન આવે સ્વામી. (ઓખા).

૪૪૦ સાધારણ નિયમ એવો છે કે સરત બતાવનાર વાક્ય પછી પરિણામ બતાવનાર વાક્ય આવે; પણ કોઈ વખત કવિતામાં પરિણામ વાચક વાક્ય પહેલુંએ આવે. જેમ, અવજશ લોક તણો તો જાય, તેલ કઢામાં નાખું કાય. (તુળશી).

૪૪૧. એક સરત ઉપરથી બહુ પરિણામ બતાવવાં હોય, તો પણ સરત એકજ વખત આવે. જેમ, જો તમે ભણ્યા હોત, તો તમારે રખડવું ન પડત, તમને બહુ ફાયદો થાત, તમારી આબરૂ વધત, અને તમે સુખી રહેત.

૪૪૨. વર્તમાન કાળમાં છનાં રૂપ અનિયમિત વર્તમાન સાથે વપરાય છે. પણ તેનું અકરણ રૂપ 'નથી' એ કૃદંત સાથે વપરાય છે. જેમ હું કરૂં છું, હું કરતો નથી.

૪૪૩. કોઇ બીજા માણસનું કહેલું આપણે કહી બતાવતા હોઇએ, તો તે બીજા માણસે જે કાળ વાપર્યા હોય, તે આપણે ઉપવાક્યોમાં વાપરીએ છીએ. જેમ, તેણે કહ્યું કે હું જઇશ. તે કહે છે કે, હું ગયો નથી. તે કહેશે કે હું નથી ગયો, ત્યારે શું કરવું ?

૪૪૪. ભાવે પ્રયોગમાં કર્ત્તા ત્રીજીમાં હોય ત્યારે ક્રિયાપદનો કાળ આજ્ઞાર્થ ભવિષ્ય થાય છે. જેમ, તારે જવું, તેણે આવવું.

૪૪૫. કૃદંત ઘણી વખત ઉપવાક્યની ગરજ સારે છે; અને તેથી વારંવાર નાનાં નાનાં વાક્યો અને ક્રિયાપદો વાપરવાં નથી પડતાં. જેમ પરીક્ષા લેવાથી માલમ પડ્યું, એટલે પરીક્ષા લીધી તેથી માલમ પડ્યું.

૪૪૬. એક ક્રિયા થયા પછી તેનાજ સંબંધમાં બીજી ક્રિયા થાય તો, પેહેલી ક્રિયા ભૂત કૃદંત અવ્યયના રૂપમાં મુકાય છે. જેમ, હું ત્યાં જઇને આવ્યો. એટલે હું ત્યાં ગયો, અને પછી આવ્યો.

૪૪૭. જ્યારે એક ક્રિયા બીજી ક્રિયા કરવા માટે કહેવી હોય તો બીજી ક્રિયા કૃદંત નામની ચોથી વિભક્તિમાં મુકાય છે. જેમ, તને મારવાને હું આવ્યો છું. એટલે તને મારૂં, માટે હું આવ્યો છું.

### અવ્યય.

૪૪૮. ક્રિયાવિશેષણ ઘણું કરીને ક્રિયાપદની પેહેલાં મુકાયછે. જેમ, તે હળવે ચાલે છે, હું પાછળ પડ્યો. કોઈ વાર તે બીજે ઠેકાણે પણ આવે. જેમ, તે દોડ્યો બહુ. તું જજે આગળ, ને હું આવીશ પાછળ.

૪૪૯. ક્રિયાવિશેષણને, તે જે ક્રિયાપદનો ગુણ બતાવે છે, તેના ક્રિયાનાથની જાતિ વચન લાગે છે. પણ કેટલાંક અવિકારી બની જઇ અવ્યય રૂપેજ રહે છે, ત્યારે તેમને જાતિવચન લાગે નહીં. જેમ ધીમે વાંચ્યું, હળવે બોલ્યો.

૪૫૦. વાક્યમાં બે નકાર હોય તો તેમનો અર્થ એક હકારના જેવો છે. જેમ, તમે એમ ન જાણતા કે હું સમજતો નથી. મતલબ કે, તમે જાણજો કે હું સમજુછું. વ-

ગર વિચારે બોલિશ નહીં. એટલે વિચારથી બોલજે.

પરંતુ જો બે સહગામી વાક્યો ઉભયાન્વયીથી જોડાએલાં હોય, અને તે દરેકમાં એકેક નકાર હોય. તો તે બેનો હકાર થતો નથી. જેમ, હું ગયોએ નથી, અને બોલ્યોએ નથી. ના, નથી બોલ્યો.

૪૫૧. શબ્દયોગી અવ્યય આવતાં, તે જે શબ્દને લાગે છે, તેનું વિભક્તિ કાર્ય થાય છે. જેમ, છોકરા ઉપર, કરવા સારૂ.

૪૫૨. બે અથવા વધારે શબ્દને એકજ શબ્દયોગી લાગતો હોય, તો તે ઘણું કરીને છેલા શબ્દને લાગે; અને તે પેહેલાંના શબ્દને છઠ્ઠી વિભક્તિ અથવા એકલું વિભક્તિ કાર્ય થાય. જેમ, માબાપની અને મેહેતાજીની આગળ ખરી વાત કહેવી. આની અથવા બની પાસે. મેડી, અગાશી, કે છાપરા ઉપર તે હશે.

૪૫૩. શબ્દયોગી અવ્યય શબ્દની પછીજ આવે. કોઈવાર તે શબ્દની પેહેલાં આવે છે, ત્યારે વિશેષણ જેવા અર્થમાં હોયછે. જેમ, વગર વિચારે, વણ રત વરસે મેહ, વિના પરાક્રમ શૂર (શામળભટ).

૪૫૪. ઉભયાન્વયી અવ્યય, બે શબ્દ કે વાક્યને જોડે ત્યારે તેમની વચ્ચે મુકાય છે. જેમ, રાજા ને રાણી. તમે સાંજે આવજો, અને પેલો ગ્રંથ ઉતારવા માંડજો. જો ઉભયાન્વયી બે કરતાં વધારે શબ્દ કે વાક્યને જોડે, તો તે એકલા છેલા શબ્દ કે વાક્યની પેહેલાં આવે. જેમ, ચોપડી, ખડીઓ, અને લખણ લાવો. તે સવારમાં ઉઠીને નહાય છે, ઇશ્વરસ્તુતિ કરે છે, પોતાનો પાઠ વાંચે છે, અને પછીથીજ બારણે જવું હોય તો જાય છે.

૪૫૫. તથાપિ અરજીઓ વગેરે અગત્યના દસ્તાવેજોમાં

કે જ્યાં કંઈ વિશેષ ભાર મુકવો હોય, ત્યાં દરેક શબ્દની વચ્ચે અને તથા એ શબ્દો મુકાય છે. જેમ, રાજા, રાજ્ય, અને દેશના તથા ધર્મના રક્ષણ સંબંધી, તથા કાયદા બનાવવાના તથા સાચવવાના કામ વિશે, તથા પ્રજા ઉપર જે હરકતો અને દુખો પડે, તથા જોરજુલમ થાય, તેનું નિવારણ કરવા બાબત, વાદવિવાદ પાર્લમેંટમાં કરવો. (ઈંગ્લંડનો ઇતિહાસ).

૪૫૬. ઈત્યાદિ અને તેના અર્થમાં વપરાતા શબ્દો આવે ત્યારે ઊભયાન્વયીનો ઉપયોગ રહેતો નથી. જેમ, ખડીઓ, લેખણ, પાટી, વગેરે. છેલા શબ્દની પછી અને ઇત્યાદિની પેહેલાં કોઈવાર દર્શક સર્વનામ આવે, અને કોઇવાર નામે આવે. જેમ, લોભ, મોહ, મત્સર, આદિ અથવા લોભ, મોહ, મત્સર, એ આદિ મનોવિકાર કબજે ન રહે તો નુકશાનકર્ત્તા છે.

૪૫૭. ઉભયાન્વયી એકજ જાતની વિભક્તિના(શબ્દયોગી સાથે)કે એકજ અર્થ બતાવે, તેવાજ શબ્દોને જોડી શકે છે. જેમ, મનસુખનો અને છોટાલાલનો, અથવા મનસુખ ને છોટાલાલનો તે સગો થાય છે. તે ઘરમાં કે ઘરની બહાર હશે (અહી બંને સ્થળ બતાવે છે). ફલાણાની પોળ મધ્યે, અને ફલાણાના ઘરની નજીક તે રહે છે.

૪૫૮. ઉભયાન્વયી અવ્યય એકજ અર્થનાં ક્રિયાપદોને સાંધે છે. તે રોજ જાય છે, ને આવે છે. તમે લખશો કે વાંચશો. હું ત્યાં ગયો હતો, જાઉંછું, અને જઇશ.

## કવિતા વિચાર.

૪૫૯. વાક્ય રચનાના પેટામાં કવિતા વિચાર આવી જાયછે. સાધારણ બોલવા લખવામાં એટલે ગદ્યમાં આપણે ગમે તેમ વાક્યને મોટાં નાનાં કરી શકીએછીએ, પણ કવિતા એટલે પદ્યનાં વાક્ય (જે ટુક, ચરણ, કે પદ કહેવાય છે) મા-

પેલાં હોય છે. એટલે દરેક વાક્ય અમુક અક્ષર કે માત્રાથી થએલું હોય છે, માટે તે આપણી મરજી પ્રમાણે નાનું મોટું થઈ શકે નહીં. ગદ્યના વાક્યમાં આપણે જરૂરના શબ્દ ઊપર ભાર મુકીએ છીએ, પણ કવિતાના વાક્યમાં અમુક અક્ષર કે માત્રાં ઉપર ભાર મુકવો પડે છે. એ ભારને તાળ કહે છે. કવિતા વાંચતાં ને બનાવતાં તાળ ઉપર ખુબ આધાર રાખવો પડે છે; નહીં તો તે બરાબર વંચાય નહી. અક્ષર ને માત્રાના માપથી બનતી કવિતા છંદોથી ઓળખાય છે. અક્ષરથી બને તે અક્ષરમેળ છંદો,ને માત્રાથી બને તે માત્રામેળ છંદો કહેવાય છે. આપણામાં છંદોની સંખ્યા બહુ છે, માટે અહી દરેકનું માપ આપતાં ગ્રંથ વિસ્તાર વધી પડે, એટલા સારૂ તે વિષય પડતો મુક્યો છે. છંદોનું માપ જાણવાને સારાં પિંગળ આપણી ભાષામાં થયાં છે, એટલે હરકત નથી. છંદ શિવાય રાગ, રાગણી, ગરબા ગરબીઓ, લાવણીઓ, દેશીઓ, વગેરે અનેક રાગોની અંદર કવિતા રચાય છે. એમાંની ઘણીખરીનો આધાર ફક્ત તાળ ઉપર રહેછે. અલબત કંઈ પણ માપતો છેજ, પણ તે સમજવું મુસ્કેલ છે. કેમકે તેમાં ગુરૂને લઘુ પ્રમાણે, અને લઘુને ગુરૂ પ્રમાણે ઘણી વખત બોલવો પડે છે.

૪૬૦. ગદ્યની ભાષા સાદી રીતે બોલાય છે, પણ કવિતામાં રાગ નીકળેછે. છંદોને કેટલાક તાળ ઉપર આધાર રાખીનેજ બોલેછે, ને રાગ કહાડતા નથી; પણ ઘણાખરા રાગ ખેંચીને બોલેછે.

૪૬૧. ગદ્ય ને પદ્યની ભાષામાં ફેર છે. વાક્ય રચનાના નિયમ પ્રમાણે પદ્યમાં વાક્યો હમેશ ગોઠવાતાં નથી. કર્ત્તા, કર્મ, ક્રિયાપદને તેમનાં વિશેષણ ગમે ત્યાં આગળ અવળ સવળ

મુકાયછે. વિભક્તિના પ્રત્યય પડતા મુકાયછે ( દાખલા પાને ૨૯ મે જુઓ ). જોડણીનો નિયમ બરાબર રહેતો નથી. હ્રસ્વ ને ઠેકાણે દીર્ઘ ને દીર્ઘને ઠેકાણે હ્રસ્વ લખેછે. વખતે શબ્દમાંથી અક્ષર ઉડાવીદેછે. જેમ, કહેછે ના કે'છે, તનુજના તનુ. જોડાક્ષરને તોડે છે. જેમ, પડ્યો ના પડિયો, ચાલ્યો ના ચાલિયો. સારા લખનારા કવિતા કરતાં જોડણી ન બગડે તે ઉપર ધ્યાન આપેછે ખરા. કવિતામાં કેટલાક શબ્દને પ્રત્યય વપરાયછે તે ગદ્યમાં ક્વચિતજ બોલાય. જેમ, કેરો, મોઝાર, પ્રત્યે, આંખડલી, વાંસલડી. વળી કવિતામાં શરૂઆતે કે છેડે કેટલાક શબ્દ મુકાય છે, તેમાં અર્થ હોય કે નહીં, પણ તે કાનને સારા લાગે છે. જેમ. રે લોલ, હાંરે, હાંહાંરે, જી, જીરે, યરિ યરિ લાલા, હજી ભલા, ઈ. આ પ્રમાણે કવિતા ગદ્યથી જુદી પડેછે.

### અલંકાર.

૪૬૨. અલંકાર બે જાતના છે; શબ્દાલંકાર અને અર્થાલંકાર. શબ્દાલંકાર મુખ્ય ત્રણ જાતના છે. ઝડ, ઝમક, ને અક્ષર સગાઈ.

૪૬૩. શબ્દના છેલા અક્ષર અને તે પેહેલાંના સ્વર મળતા આવે તે ઝડ. જેમ, ભાન ખાન ને પાનનું, ગાન તાન ગુલતાન. દલપ. એ મળતાપણું ચરણોને છેડે હોય છે તો તે પ્રાસ કહેવાય છે. અર્વાચીન કવિતા પ્રાસ વગરની ક્વચિતજ હોય છે.

૪૬૪. ઝમકઃ એકજ શબ્દ છંદમાં વારે વારે (જુદે જુદે અર્થે હોય તો સરસ) આવે તે. જેમ કામની જે કરે નહિ, ચિંતા ઘર કામની, તે નિર્લજ નકામની, ઈ. દલપતરામ.

૪૬૫. શબ્દના પેહેલા પેહેલા અક્ષર મળતા આવે તે અક્ષર સગાઈ. જેમ, ભજો ભવતારણ શ્રીભગવાન. દલપતરામ.

## અર્થાલંકાર.

૪૬૬. સંસ્કૃતમાં અર્થાલંકાર ઘણા છે, પણ તે બધાવિષે સવિસ્તર અહીં લખીએ, તો ઘણું લંબાણ થઈ જાય, માટે નીચે થોડા મુખ્ય અલંકારનાં સાધારણ રૂપ આપી તેના થોડા દાખલા આપ્યાછે.

૪૬૭. ઉપમા. એક વસ્તુને બીજી સાથે સરખાવવી તેને ઉપમાલંકાર કહે છે. જેમ, તે સ્ત્રીની આંખ હરણીની આંખ જેવી ચંચળ છે.

આતન રંગ પતંગ સરીખો, જાતાં વાર ન લાગેજી.(બ્રહ્માનં).

૪૬૮. રૂપક. એક વસ્તુને બીજી વસ્તુનું રૂપ આપવું, એટલે કોઈ બીજી વસ્તુના નામથી તેનું વર્ણન કરવું, તેને રૂપકાલંકાર કહેછે. જેમ, જો જો હો, એ તો કાળો નાગછે, એને છેડીને સ્વાદ નહીં કહાડો.

ભુલ્યો મન ભમરા તું ક્યાં ભમ્યો, ભમ્યો દિવસ. (કબીર )

વળી. ફુલ્યો શું ફરેછેરે, ભૂલ્યો ભવ કૂપમાં પડ્યો. (ધીરો.)

૪૬૯. ઉત્પ્રેક્ષા. એ રૂપકનોજ એક પ્રકાર છે. જ્યારે એક દેખાવ ઉપરથી કલ્પના કરીને, જાણે તેને મળતો બીજો દેખાવ હોય એમ બતાવવું તેને ઉત્પ્રેક્ષાલંકાર કહેછે. જેમઃ-

તિથી પૂનમે શોભીતા સાંજ ટાણે,
બન્યા ઘંટ બે સૂર્ય ને સોમ જાણે. (દલપતરામ).

શકુંતલાની આસ પાસ ભમરો ગુંજાર કરતો હતો, તે ઉપર રાજા કહે છે, કે " અરે જાણે છાની મદન વિષયી વાત વદતો. " ( ઝવેરીલાલ). આ વગરે શાકુંતલ અને વિક્રમોર્વશીમાં એના ઘણા દાખલા છે.

૪૭૦. સજીવારોપણઃ એ પણ એક જાતનો રૂપક અથવા ઉત્પ્રેક્ષા છે. એમાં નિર્જીવ વસ્તુ કે ભાવ જીવવાન વસ્તુ ગણીને વર્ણન કરવામાં આવે છે. જેમ, અરે ચાસ, તું એક મોટો

દેશનો આચાર્ય થઇને બેઠોછે. ( વિધવા વિવાહ ). રે રતનાગર સાગર સાંભળ, રત્ન કિયું સગળાં થકી સારૂં; ૪૦ (દલ૰ )

પાણિપત! એ છેલીવારે કહું તુજને બે બોલ.(પાણીપત).

૪૭૧. દૃષ્ટાંત. જે કહેવાનું તેનું નામ ન લેતાં દૃષ્ટાંતથી ભેદમાં વર્ણન કરવું તે. કોઈ માને નહીં એવા હોય તેને શીખામણ દેતાં ઇસપનીતિ, પંચોપાખ્યાન, વગેરેમાં જનાવર વિષે વાતો લખી છે, તે કહીને સમજાવીએ તો તે દૃષ્ટાંત રૂ-પક કહેવાય.

૪૭૨. અન્યોક્તિ. કોઈ વર્ણન જેના નામથી કહ્યું તેને ન લાગતાં કોઈ બીજાને લાગે, ત્યારે તે અન્યોક્તિ કહેવાય. જેમ, કોઈ સ્ત્રીને કહેતાં, કવિ દલપતરામ લખેછે કેઃ—

રે નદિ ધીરજ ધાર અધીરણી, નીરસમૃદ્ધિ બધી નથી તારી.

શકુંતલાએ રાજા ઉપર પ્રીતિ દેખાડી, તેથી અનુસુયા તેને કહેછે કે, "સાગરને છોડી મહાનદી બીજે ક્યાં જવાની." પછી રાજા કહેછે કે "વિશાખા ચંદ્રની પાછળ લાગુ રહે એમાં શી નવાઇ"!

૪૭૩. અતિશયોક્તિ. હદ કરતાં જ્યાદે વધારીને બાબ-તને વર્ણવવી તે. જેમ,

ઉમર તો ડુંગર થયારે, પાધર થયાં પરદેશ.

ગોળીતો ગંગા થઈ રે, અંગે ઉજળા થયાછે કેશ.(નરસી.)

વળી. ઓખાહરણમાં ગરૂડનું ને કોટડાનું વર્ણન જુઓ.

૪૭૪. વ્યાજસ્તુતિ. જેમાં ઉપરથી સ્તુતિ પણ અંદરથી નિંદા અથવા એથી ઉલટું વર્ણન થાય, તેને વ્યાજ સ્તુતિ કહે છે. જેમ, અહા! પેલી અનાથ સ્ત્રીને જીત્યો તેમાં તેં મોટું પરાક્રમ કર્યું. મતલબ કે એમાં કંઈ પરાક્રમ નથી. તેમજ, શું ડાહાપણ છે જો! મતલબ કે કંઈ નહીં.

૪૭૫. વક્રોક્તિ. કોઇએ કંઈ કહ્યું તેનો અર્થ બરોબર સમજ્યા હોઇએ, પણ તેના શબ્દનો બીજો અર્થ થતો હોય તો તે કહીને ઉલટું બતાવવું તે. જેમ, ગુલાબનાટકમાં હવા ખાવા જતાં ભોગીલાલે કહ્યું કે, "મારે મેલ કહાડવાનો છે તે!" પછી માણેકલાલે જવાબ આપ્યો કે, 'લો, અહીં સુએ કહાડો, પેલા તળાવમાંથી પાણી આણી આપું'.

## વિરામચિન્હ.

૪૭૬. કોઈ પણ વાક્ય બોલતાં આપણે કોઈ કોઈ ઠેકાણે શ્વાસ ખાઇએ છીએ, એટલે વાક્ય ટુંકું કે લાંબું હોય તે પ્રમાણે જુદે જુદે ઠેકાણે જુદી જુદી રીતે અટકીએછીએ. એ અટકવાને વિરામ કહેછે. વિરામ લેવાનાં બે કારણ છે. એકતો બોલતાં થાકી જઇએ નહીં, અને શ્વાસ ભરાઈ જાય નહીં માટે; અને બીજું, આપણા મનનો અર્થ સામાને સ્પષ્ટ સમજાય માટે. બોલાતી ભાષામાં તો જે ઠેકાણે જેટલું અટકવું જોઇએ, તે ઠેકાણે તેટલું સ્વાભાવિક રીતે અટકાય છે. લખેલી ભાષામાં કયે ઠેકાણે કેટકેટલું અટકવું તે વાંચનારને જણાવવા માટે કેટલાંક ચિન્હો કરવામાં આવે છે, તેમને વિરામચિન્હ કહે છે. એકને એક વાક્યમાં વિરામચિન્હ જુદે જુદે ઠેકાણે મુકીએ, તો અર્થમાં ફેર પડી જાય છે. જેમ, હવે હું ચોરૂં નહીં; ચોરૂંતો દંડ થાય. અને, હવે હું ચોરૂં; નહીં ચોરૂં તો દંડ થાય. આ બંનેમાં શબ્દ તેના તેજ છે, પણ પહેલામાં ચોરવાથી દંડ થાય. અને બીજામાં ન ચોરવાથી દંડ થાય એવો અર્થ છે. તેમજ એકને એક વાક્યમાં જુદાં જુદાં ચિન્હ મુક્યાથી પણ અર્થ જુદો જુદો થાય. જેમ, તેણે ચોપડી વાંચી. અને, તેણે ચોપડી વાંચી? આમાં પહેલા વાક્યમાં ખબર છે, અને બીજામાં પ્રશ્ન છે. માટે લખનારના મનનો ભાવ વિરામચિન્હ ઉપરથી જણાય છે.

૪૭૭. હમણાં ગુજરાતી પુસ્તકોમાં અંગ્રેજીમાં ચાલતાં, અને અંગ્રેજી પદ્ધતિ પ્રમાણે વિરામચિન્હો મુકાય છે, માટે તે વિષે અહીં લખ્યું છે. વિરામચિન્હો નીચે પ્રમાણે છે.

, અલ્પવિરામ, (મિસ્લો).

; અર્ધવિરામ, (ટાંપમિસ્લો).

: વૃદ્ધવિરામ, (કોલન).

. પૂર્ણવિરામ, અંત્યવિરામ, (ટાંપ).

? પ્રશ્નચિન્હ.

! ઉદ્ગારચિન્હ, આશ્ચર્ય દર્શકચિન્હ.

" " અવતરણચિન્હ.

( ) કૌંસ.

— સંયોગચિન્હ.

૪૭૮. સાદા વાક્યમાં ફક્ત એક કર્ત્તા, કર્મ ,ને ક્રિયાપદ હોય. તો તેમની વચ્ચે કંઈ વિરામચિન્હ આવતું નથી. જેમ, હું જાણીછું. તે મને મારે છે. મનસુખ ખેતી કરેછે.

૪૭૯. કર્ત્તા, કર્મ, કે, ક્રિયાપદની સાથે ગુણ બતાવનાર શબ્દ આવ્યા હોય, તો પણ, જો તેથી વાક્ય લાંબું અને ગુંચવણ ભરેલું ન થતું હોય, તો વચમાં કંઈ વિરામચિન્હ આવે નહીં. જેમ, તે માણસ દયારામનાં પદ સારી રીતે ગાઈ જાણે છે. વળી ઈ૦ સ૦ ૧૮૬૬ માં રાજકોટ મધ્યેનો દશાશ્રીમાળી જાતનો એક વાણીઓ ગૃહસ્થ નામે પ્રાગજી ભીમજી એક કચ્છી વેપારીની તરફથી ગયો હતો. (ઇંગ્લંડમાં પ્રવાસ).

૪૮૦. પરંતુ જો તેથી વાક્ય લાંબું અને ગુંચવણ ભરેલું થાય, તો કર્ત્તા પછી અલ્પ વિરામચિન્હ આવે છે. જેમ, આંખ ઉપર તડકાનો પ્રકાશ પડે એજ પ્રમાણે જ્ઞાનરૂપી પ્રકાશ, જોનારના મન ઉપર પડે છે. (ઈ૦ પ્રવાસ). તેવામાં સ્પેનદેશમાં તેના શત્રુઓ, તેણે જે સારી ચાકરી કરીને દુઃખ વેઠ્યુ હતું તેના

બદલામાં તેને જે કીર્તિ તથા લાભ થવા જોઈએ, તે ખોવ ડાવવાનો મોટો પ્રયત્ન કરતા હતા. (કોલંબસ).

૪૮૧. બે શબ્દ ઉભયાન્વયી અવ્યયથી જોડાય, તો તેમની વચે અલ્પ વિરામ ચિન્હ આવતું નથી. જેમ, રાજા-ને રાણી આવ્યાં. તે નીતિમાન અને ધાર્મિક છે. તેણે લ-ખણુ ને ખડીઓ આણ્યાં છે.

૪૮૨. પણ જો બે સાદાં વાક્ય અથવા શબ્દ સમુદાય ઉભયાન્વયીથી જોડાય, તો તેમની વચે અલ્પવિરામ આવે. જેમ, સપૂત છોકરો પોતાના માબાપની આજ્ઞા પાળે છે, અને તેમની મર્યાદા રાખે છે. પોતાના માબાપની આજ્ઞામાં રહેવું, અને તેમની મર્યાદા રાખવી, એ કામ સપૂત છોકરાનાં છે.

૪૮૩. જો વાક્યમાં બે કે વધારે કર્ત્તા, કર્મ, ક્રિયાપદ, કે કોઈ પણ જાતિના શબ્દ એક પછી એક આવે, તો તેઓની વચે અલ્પવિરામ ચિન્હ મુકાય છે. જેમ, તે રજપુતો, તે મુસલ-માનો, અને તે મરેઠાઓ ક્યાં? 'હર્ષ વિક્રમાદિત્યની વખતે ન્યાય, વ્યાકરણ, અલંકાર આદિ શાસ્ત્રોનું અધ્યયન સારૂં ચા-લતું હતું.' ( શકુંતલા ). 'અંગ્રેજો તે વેળા કેવા દુષ્ટ, ઘાતકી, અને અજ્ઞાન હતા, ઇ.' (ઇગ્લાંડનો ઇતિહાસ). સવારમાં તે અમને લખાવે છે, વંચાવે છે, અને બીજા પાઠ પણ કરાવે છે.

૪૮૪. તેજ પ્રમાણે બે અથવા વધારે શબ્દસમુદાય એક સંબંધમાં આવે, તો તે દરેક સમુદાય પછી અલ્પવિરામ ચિ-ન્હ આવે. જેમ, વિદ્વાનો ને મૂર્ખ, રાજા ને રૈયત, નાના ને મોટા, પૈસાદાર ને ગરીબ, સૌ પાપનાં ફળ ભોગવે છે.

૪૮૫. વાક્યની પેહેલાં સંબોધન આવે તો સંબોધન પછી, અને વાક્યની વચમાં સંબોધન આવે તો તેની આસ-પાસ અલ્પવિરામ ચિન્હ કરીને તેને જુદું પાડવામાં આવે છે. જેમ, મહારાજ, એક મારી વિનતિ કબુલ રાખવી જો-

ઇએ. વાંચનારાઓ, આ કરણની લાશ ઉપર આપણે સ-
ઘળાએ થોડાં થોડાં આંસુ પાડવાં જોઇએ (કરણ ઘે.). તમા-
રી પડતી દશાનું વર્ણન, અરે રજપુતો, હું કેવી રીતે કરૂં, કે
તમને ચાનક લાગે.

૪૮૬. જુદા જુદા શબ્દો કે શબ્દ સમુદાયને બતાવવાને દર્શક સર્વનામ આવે, અથવા તેમની પછી ઇત્યાદિ, વગેરે, એવા શબ્દ આવે, તો તે દર્શક સર્વનામ, ઇત્યાદિ, વગેરેની પેહેલાં અલ્પ વિરામ ચિન્હ આવે. જેમ, સામતો, પટાવતો, રાજા, રાણી, એ સર્વે ઇ. 'ધન, માલ, બઇરી, છોકરાં, ઇત્યાદિ જગતમાં જે વહાલામાં વહાલું હોય, ઇ૦' કરણઘેલો.

૪૮૭. વાક્યમાં કોઈ શબ્દ પછી તેનો સમાનાર્થ દર્શક શબ્દ અથવા શબ્દ સમુદાય આવે, તો તેની પેહેલાં અને પછી અલ્પવિરામ ચિન્હ કરીને તે સમાનાર્થને જુદું પડાય છે. જેમ, 'જે રાજાએ વગર વાંકે પરસ્ત્રી, પોતાના મુખ્ય પ્રધાનની વહુ, બ્રાહ્મણી, અને તે પણ વળી નાગર જ્ઞાતિની, એવીનું હરણ કીધું, ઇ૦' કરણઘેલો.

આ નિયમ બધે ચાલતો નથી. કોઇનું નામજ સમાનાર્થમાં હોય. ત્યારે અલ્પવિરામ નથી પણ આવતું. જેમ, તેને રાજાને કંઈ અડે નહીં. માનસિંગ રાજાએ દાન આપ્યું. સિંધુ નદી સિંધ પ્રાંતની પશ્ચિમમાં છે.

૪૮૮. જો ઘણો સંબંધ ન રાખતાં હોય તો સંબંધક વાક્યો પહેલાં ને પછી ઘણું કરીને અલ્પ વિરામ આવે. જેમ, 'ફર્દિનાન્દ રાજા, જેણે પ્રથમ કોલંબસની યોજનાને નાપસંદ કીધી હતી, ઇ૦' કોલંબસ.

૪૮૯. વાક્ય બોલવામાં કેટલીક વખત હા, ના, શું, હશે, પણ, તો પણ, એવા શબ્દ બોલીને જરા અટકીએ છીએ, ત્યાં અલ્પવિરામ મુકાય છે. જેમ, હા, એ વાત કબુલ. તમે

આવશો ? ના, હું તો નહીં આવું. હશે, પણ રાજ સામગ્રીનાં વખાણ કરવાથી શુ ફળછે ? વિક્રમોર્વશી.

૪૯૦. મિશ્ર કે સંયુક્ત વાક્યમાં એકજ જાતનાં દરેક સહગામી વાક્યોની પછી વખતે અલ્પવિરામ આવેછે. જેમ, માબાપની મરજી પ્રમાણે ચાલવું, મેહેતાજીની આજ્ઞા માનવી, વિદ્યાભ્યાસમાં સારી પેઠે લક્ષ આપવું, રમતમાં ઘણું ધ્યાન આપવું નહીં, અને સારાની સોબત કરવી, એ છોકરાઓને કલ્યાણકારી આજ્ઞાછે. 'જે બઇરીઓને સાસરે અથવા પીહેર દુખ હતું, જેઓના ધણી તેઓના કહ્યાસર નહીં હતા, જેઓને રંડાપો વેહેલો આવશે એમ લાગતું હતું, જેઓને છોકરાં આવતાં પણ, જીવતાં નહીં, તે સઘળાને સતીમાએ આશિર્વાદ દીધો. કરણઘેલો.

## અર્ધવિરામ અને વૃદ્ધવિરામ.

૪૯૧. અર્ધવિરામ અને વૃદ્ધવિરામ ચિન્હો મિશ્ર વાક્યોમાં અને કોઈ કોઈવાર સંયુકત વાક્યોમાં વપરાયછે. વાક્યોના અવયવોના એક બીજા સાથે વત્તા કે ઓછા સંબંધ ઊપર, એ એમાંથી કયુ ચિન્હ વાપરવું, તે વિશેષે કરીને આધાર રાખે છે. એટલે જો તેમનો સંબંધ વધારે હોયતો અર્ધવિરામ, અને ઓછો હોય તો વૃદ્ધવિરામ વપરાય, એવો સાધારણ નિયમ છે. જેમ, "સુધરાઈ, સ્વતંત્રતા ને કળા કૌશલ્ય માટે જે દેશ પેહેલી પદવી ભોગવેછે; વેપાર, ઉદ્યોગ, દોલત ને કીઅત માટે જે દેશ ઘણો પ્રસિદ્ધ થયો છે; ૪૦" ઇંગ્લાંડમાં પ્રવાસ.

૪૯૨. સહગામી વાક્યોમાં બે કે વધારે ઉપવાકયો હોય, અને તે ઉપવાક્યો અલ્પવિરામ વડે જુદાં પડતાં હોય, તો સહગામી વાક્યો વચ્ચે અર્ધવિરામ આવે. જેમ, જો આપણું

આવરદા હજાર વરસનું હોય, તો એ ધર્મ સંબંધી તજવીજ ન કરવી, એ બહુ ગુનાહ તથા જોખમ ભરેલું છે; ત્યારે જો આપણને એક ઘડી જીવવાનો પણ પકો ભરુસો નથી ને આપણે એવું અગત્યનું કામ કરવામાં ઢીલ કરીએ, તો કેવી બેવકૂફી ! (સાતમી).

૪૯૩. અલ્પવિરામ કરતાં વધારે અટકવું હોય, અને અર્થ પૂરો થતો હોય, તો ગમે તો સહગામી વાક્યોમાં બીજાં ઉપવાક્યો ન હોય તો પણ, તે સહગામી વાક્યો વચ્ચે અર્ધ વિરામ આવે. જેમ, પેલા સારા માણસને ઘેર વઢવાડ કે ગાળા ગાળી થતી નહોતી; કોઈ ભુંડું બોલે નહીં; કોઈ આવે જાયતો તેને સારી રીતે બોલાવે, ને માન આપે. ત્રીજીચોપડી.

૪૯૪. મિશ્ર વાક્યમાંનું પેહેલું વાક્ય પૂર્ણ હોય, અને તે પછી ખરેખરૂં સહગામી ન હોય, તેમ તે પૂર્ણ રીતે નિરાળું પણ ન હોય, તો પેહેલા વાક્ય પછી કેટલીક વાર વૃદ્ધવિરામ આવે. જેમ, જ્યારે પદાર્થ સમ ગતિએ ચલન પામે છે, ત્યારે તેના ગમનના અંતરને તેને જે કાળ લાગે છે તેણે વતી ભાગવાથી તેનો વેગ માલમ પડે છેઃ જો કોઈ પદાર્થ ત્રણ સેકંદમાં ત્રીશ ફુટ ચાલે, તો તેનો વેગ દર સેકંદ (ત્રીશ ભાગ્યા ત્રણે એટલે) દશ ફુટ થશે. યંત્ર શાસ્ત્ર.

૪૯૫. સહગામી વાક્યો એક બીજા સાથે પાસેનો સંબંધ રાખતાં હોય, તથાપિ તેમની વચ્ચે સંબંધક ઉભયાન્વયી ન હોય, તો વૃદ્ધ વિરામ ( અર્ધ વિરામને બદલે ) વપરાય છે. જેમ, 'આવા વિચારથી મને હિંમત આવીઃ હું ત્યાંથી ઉઠ્યો, ને ભૂખ કે થાકની દરકાર રાખ્યા વિના આગળ ચાલ્યો. ઈ૦.' સાતમી. 'પૂર્વે આપણામાં તેમ હતુંઃ બીજા દેશોમાં તેમ હતું ને આજ પણ છે.' નર્મગદ્ય.

૪૯૬. ઉતારો કરતાં જે શબ્દો આપણે વાપરીએ તેની

અને ઉતારાની વચ્ચે કોઇ ઉભયાન્વયી ન હોય, અથવા ઉતારાનો સંબંધ તેના ઉપર ઘણો ન હોય તો ઊતારાની પેહેલાં વૃદ્ધ વિરામ ચિન્હ આવે છે. જેમ, 'એમાંના કેટલાકના, કવિ દલપતરામ આ પ્રમાણે વર્ગ કરે છેઃ પેહેલો સામળ ને બીજો પ્રેમાનંદ ઈ૦.' નર્મગદ્ય.

## પૂર્ણવિરામ, પ્રશ્ન, ઉદ્ગાર. ઈ૦.

૪૯૭. જ્યારે કોઈ વાકય પુરૂં થાય, ત્યારે પૂર્ણવિરામ ચિન્હ વપરાયછે. જેમ, હું કામ કરૂંછું. અધમ અવસ્થામાંથી પોતાના જાતિ ભાઇઓને કહાડવા સારૂ તેણે જે ઉપાય કામે લગાડ્યા તે વાજબી ને યુક્તિવાળા હતા.

૪૯૮. જ્યારે સીધીરીતે પ્રશ્ન પુછીએ, ત્યારે પ્રશ્ન પૂરો થયે પ્રશ્ન ચિન્હ આવે છે. જેમ, તમે કયારે આવશો? આવી સ્થિતિમાં શું સુધારાવાળાએ ટક ટક જોયા કરવું!

૪૯૯. જે શબ્દથી અથવા વાક્યથી હર્ષ, શોક, પ્રાર્થના, આશ્ચર્ય, વગેરે મનોવિકાર જણાવવા હોય, તે શબ્દ અથવા વાકય પછી ઉદ્ગાર ચિન્હ કરવામાં આવેછે, જેમ, અરે રે! માણસની કેવી મૂર્ખાઈ!

૫૦૦. મનોવિકારનું અતિશયપણું બતાવવું હોય, તો વખતે બે ત્રણ ઉદ્ગાર ચિન્હ કરે છે. જેમ, શિવશિવ! આ તે શો ગજબ!! કેટલા બધા આત્માના આશિર્વાદથી તેઓ પેલે જન્મ બારેજમાના સુખની આશા રાખે!!! નર્મગદ્ય.

૫૦૧. સંબોધન પછી પણ કોઈવાર ઉદ્ગાર (કોઈવાર અલ્પવિરામ) ચિન્હ આવે છે. જેમ, અલ્યા હંસ! આ ચતુરાઈ ભરેલી ગતિ તું કોની પાસેથી શિખ્યો? વિક્રમોર્વશી.

૫૦૨. જ્યારે કોઈનું બોલેલું કે લખેલું કે લખેલા શબ્દે શબ્દ ઉતારી લઇએ છીએ, ત્યારે તે ઉતારી લીધેલા શબ્દની

શરૂઆતે " અને છેડે " ચિન્હ મુકાય છે. જેમ, તેઓ સઘળી બોલી ઉઠી, " રાજા તું માગ જે માગે તે આપીશું." કોઈ વખત ' ' આમ પણ વપરાય.

૫૦૩. વાકયના વિભાગની વચમાં કોઈ શબ્દ કે વાકય વિભાગને લગતી કંઈ બાબત, જે બ્યાકરણના નિયમે કે અર્થના સંબંધે તેમાં જોઇએજ એમ ન હોય, તે બાબત કૌંસમાં આવેછે, જેમ, 'તૈલંગનો વેદ; મૈથિલનું બ્યાકરણ; બંગાળાનું (નદિયાશાંતિપૂરનું) ન્યાય; ઈ૦.' 'જુલીયસ સીઝરે કહ્યું કે, હું આબ્યો (ગયો), મેં જોયો, ને મેં જીત્યો (દેશ).' નર્મગદ્ય.

૫૦૪. કોઈ શબ્દ કે વાકયનો ખુલાસો કરતાં સંયોગ ચિન્હ વપરાય છે. જેમ, કાળ એટલે સમય-વખત. એના વિચાર સાધારણ નથી પણ પ્રૌઢ છે—પંડિત માન્ય કરે તેવા છે.

## પદચ્છેદ.

૫૦૫. વાકયમાં આવેલા શબ્દો કયા વર્ગના છે, તેમને કયી કયી જાતના પ્રત્યય લાગેલા છે, અને તેમનો એક બીજા સાથે સંબંધ શો છે, એ પ્રથક પ્રથક દેખાડવું તેને પદચ્છેદ અથવા બ્યાકરણ કરવું કહેછે. પદચ્છેદ એટલે વાક્યને તોડવું-તેના કડકા કરવા.

૫૦૬. શબ્દના વર્ગ ઓળખી કહાડવા એ પદચ્છેદનું પેહેલું પગથીઉં છે. ફલાણા વર્ગમાં આ શબ્દને કેમ મુકવો તેનું કારણ પણ વખતે પુછવું. એ આવડ્યા પછી જાતિ વચન, વિભકિત, પુરૂષ, કાળ, વગેરે શબ્દને લગાડીને બ્યાકરણ કરાવવું. આને સાદું પદચ્છેદ કહીએ. સાદું પદચ્છેદ આવડે એટલે નામ સર્વનામ આદિના વિવિધ પ્રકાર, વિભકિતઓના અર્થ, શબ્દનો એક બીજા સાથે વાકયમાં સંબંધ, વગેરે દરેક બાબત શબ્દને લગતી બ્યાકરણમાં જણાવી હોય તે કહેવી,તેનું નામ સંપૂર્ણ પદચ્છેદ. સંપૂર્ણ પદચ્છેદમાં સા-

ડું પદચ્છેદ આવી જાય, માટે અહીં સંપૂર્ણ પદચ્છેદ કરી બતાવ્યું છે.

૫૦૭. પદચ્છેદ કરાવતાં નીચેની બાબતોપર ધ્યાન આપવું.

૧. શબ્દના વર્ગ સંપૂર્ણ રીતે ઓળખી કહાડે, માટે છોકરાંને તેનો ખૂબ મહાવરો કરાવવો, કેમકે શબ્દના વર્ગ ઓળખવા એ પદચ્છેદનો પાયોછે.

૨. શબ્દ જોયો કે તેના એકલા રૂપ ઉપરથીજ વ્યાકરણ કરી ન દે, માટે સાવચેતી રાખવી. અર્થ ઉપર ધ્યાન આપી વિચાર કરી વ્યાકરણ કરવું જોઇએ; નહીં તો પછી હાથી એ પાંચમી, સોની એ છઠ્ઠી, ઉદ્યોગી નારી જાતિ, એમ શરૂઆતમાં છોકરાં કહેશે. સારૂં શીખેલા છોકરા પણ 'જુમાખાને અવિચારનાં કામ કર્યાં,' અહીં જુમાખાને ભૂલમાં બીજી વિભક્તિ ગણે છે.

૩. કોઈ વાકયનું પદચ્છેદ કરતા પેહેલાં તેને ધ્યાન દઇને વાંચવું, અને બરાબર અર્થ સમજવો. કર્તા, કર્મ (જો હોય તો), અને ક્રિયાપદ ક્યાં છે તેનો પ્રથમ તપાસ કરવો.

૪. જો વાકય રચના અવળ સવળહોય,ને તેમાં શબ્દનો અધ્યાહાર હોય,તો વાકયને રીતસર ગોઠવી, અધ્યાહાર ઉમેરી (કોંસમાં), પછી વ્યાકરણ કરવું. વિશેષે કરીને કવિતાનું વ્યાકરણ કરતાં આમ કરવાની જરૂર પડેછે. ઉદાહરણ—

કરવા કર વાવરો મને, સુખીઆરો સુખીઆભજું તને. (સાતમી). એને આ રીતે ગોઠવવું. (હે) સુખીઆ! (હું) તને ભજું (છું) કે, (તમે) મને સુખીઆરો કરવા કર વાવરો.

૫. જો સાદું પદચ્છેદ પ્રથમ ચલાવવું હોય, તો સંયુકત ક્રિયાપદોને હોપ સાહેબના વ્યાકરણમાં કર્યા પ્રમાણે વિખેરી નાખવાં. છેલા સિવાય બધાંને કૃદંત કરી છેલાનું વ્યાકરણ ક્રિયાપદ પ્રમાણે કરવું. (ક. ૨૨૬ મી જુઓ.)

૯. સંયુક્ત રીતિએ બધા ક્રિયાપદનું ભેગું વ્યાકરણ કરતાં ધાતુ કયો કહેવો તે વિષે મુખ્ય ક્રિયાનોજ ધાતુ કહેવડાવી પદચ્છેદ કરી રહ્યા પછી સહાય ક્રિયાના કયા ધાતુ છે, તે પુછીએ તોપણ ચાલે. વળી, ક. ૨૨૯ મી જુઓ.

**પદચ્છેદ કરવામાં અઘરા શબ્દો.**

**તમાકુ, સોપારી,** કયી જાતિ તે વિષે જુઓ ક.૭૯મી.

**ઘેર.** વિભક્તિ સારૂ કલમ ૧૦૩ મી જુઓ.

**ચોર, લુચ્ચા, ઠગારા, જુઠા,** એમની સાથે વાત ચીત કરવી નહીં. એમાં ચોર વગેરેનું વ્યાકરણ શું? કલમ ૧૨૦ મી જુઓ. બોલવાની ત્વરાથી વિશેષ્યને છોડી દઇને એકલું વિશેષણ વાપરીએ છીએ. એવા શબ્દો જ્યાં વિશેષ્ય સાથે આવે ત્યાં સાફ વિશેષણ કહીએ, ને એકલા વપરાયા હોય તો વિશેષણ નામ અર્થે વપરાએલું એમ કહીએ. વળી કોઈ એમ કહે છે, કે જો લુચ્ચાને વિશેષણ કહો તો ચોરને કેમ ન કહો; અને ચોરને કહો, તો ગાડિત, ગાડીવાનને કેમ ન કહો. જેમ ચોરી કરેછે તે ચોર, તેમ ગાડી હાંકેછે તે ગાડિત. આના ખુલાસા સારૂ એટલુંજ કહેવું બસ છે, કે જેઓ ગુણવાચક નામથી બન્યા છે તે વિશેષણ.ને સામાન્ય નામથી બન્યા છે તે નામ. ગાડીત એ ગાડી (સામાન્ય નામ)થી થયો છે માટે નામજ. એજ રીતે ધનવાન, દુકાનદાર આદી શબ્દોનું સમજવું. તેઓ પણ વિશેષ્ય સાથે આવે તો ઉપર કહ્યા પ્રમાણે વિશેષણમાં ગણાય.

**મારે, તારે, અમારે, તમારે.** એમને વિભક્તિ કયી તે જાણવાને કલમ ૧૩૭મી જુઓ. તે, એ, આ ઈ. સર્વનામમાં આપેલા શબ્દો (હું, તું શિવાય) વિશેષણમાં પણ જઈ શકે છે, (ક. ૧૪૫ ઈ૦.) પોતે–એને કયો પુરૂષ લગાડવો તે વિષે ક. ૧૪૧મી જુઓ.

**શું**—વિશેષ્ય વગર હોય તો પ્રશ્નાર્થક સર્વનામ; જેમ, શું કહોછો? વિશેષ્ય સાથે હોય તો વિશેષણ. જેમ, શી વાત કહી. છુટું સંબંધ વગર વપરાય તો કેવળ પ્રયોગી. જેમ, શું! તમે પણ મને તજશો !

**જે**—શુંમાં બતાવ્યા પ્રમાણે સર્વનામ ને વિશેષણ થઈ શકે. જેમ, જે કરો તે વિચારીને કરજો, (સર્વ). જે કામ નીતિ વિરૂદ્ધ હોય તે ન કરવું, (વિશે.). કે ના અર્થમાં વાક્ય વૃદ્ધિ બતાવવું હોય ત્યાં ઉભયાન્વયી. જેમ, તેણે કહ્યું જે ઇ., લખવા કારણ એ છે જે, ઈ.

**ધીમો** ચાલેછે. વિશેષણને ક્રિયાવિશેષણ સંબંધી પાનું ૯૪-૯૫ મું જુઓ. ક્રિયાવિશેષણ અને ક્રિયાવિશેષણ અવ્યયનો તફાવત અમે રાખ્યો નથી. જ્યારે અવ્યયનો શબ્દ હોઇને ક્રિયાપદનો ગુણ બતાવે, ત્યારે ક્રિયાવિશેષણ અવ્યય. અને બીજે ઠેકાણે એકલું ક્રિયાવિશેષણ એમ કેટલાકનો મત છે.

**ગમેતમ, બનેતમ, ગોઠેતમ**—ગમે ઈ. વિષે ભાવ કર્તૃકમાં જુઓ. જો કર્ત્તા કર્મ સ્પષ્ટ લગાડેલાં હોય, તો અકર્મક કે સકર્મક જે થાય તે કરીએ. કહો તેમ, ચાહો તેમ, અહીં કર્તા બીજા પુરૂષનો અધ્યાહાર છે. કર્મ પણ અધ્યાહાર છે. કર્ત્તા કર્મ ન માલમ પડે તો કહેનાર કર્ત્તા, કહેવાનું કર્મ, એમ કહી સકર્મક ક્રિયાપદ ગણવું. જો ગમે તેમ ઈ. ભાવકર્તૃકને આ નિયમ લગાડ્યો, તો ગુજરાતીમાં ભાવકર્તૃક બિલકુલ રેહેશે નહીં. ફકત પેટમાં દુખેછે એનો કર્તા ભાવ રેહેશે, અને ત્યાં પણ દુઃખ દુખેછે એમ લહીએ તો તે અકર્મક થાય.

**પણ, એ** (સુરત તરફ **ઓ**, કોઈ ઠેકાણે **ય.**) **બી, જ, તો, માત્ર, ફક્ત, વળી,** સંબંધી પાનું ૯૫ મું જુઓ. પણનું વ્યાકરણ ત્રણ રીતે થાય છે, બળ્યું તમારૂં પણ, નકામું પણ

લઈ બેઠા છે. અહીં પણ નામ.ને નિશાળે આવે છે પણ ભણતો નથી (ઉભયા.). હું પણ આવીશ (ક્રિ.અ.) તોઃ જો તમે કર્યું તો માર ખાશો, હોય તો હોય, ભણશો તો ઈનામ મળશે,(ઉભયા.). આવતો, હું તો નહીં. હાજતો, તો ઠીક,એવે ઠેકાણે ક્રિયાવિશેષણ.બે વાક્ય વચ્ચે હોય તોજ તે ઉભયા.વયી થાય.

**શ્રવણ કહવું, સંપાદન કરવું, ભક્ષ કરવું ઈ.**માં બબે શબ્દ મળીને એક સંયુક્ત ક્રિયા થઇ છે;-શ્રવણ કરવું-સાંભળવું, સંપાદન કરવું- મેળવવું, ભક્ષણ કરવું- ભક્ષવું-ખાવું-માટે વ્યારણ કરતાં એમને સંયુકત ક્રિયાપદ ગણીએ. કથા શ્રવણ કરી, જ્ઞાન સંપાદન કર્યું, માંસ ભક્ષણ કર્યું ઈ. ને સંયુકત સકર્મક ક્રિયાપદ ગણી, કથા જ્ઞાન વગેરેને તેમનાં કર્મ ગણવાં. અથવા કોઈ કથા, જ્ઞાન, વગેરેને છઠ્ઠી વિભક્તિ માનીને તેનો લોપ થયો છે એમ ગણી, શ્રવણ, સંપાદન, આદિને કરવું એ સકર્મક ક્રિયાપદનાં કર્મ ગણે છે. છઠ્ઠીનો લોપ માનવાની જરૂર નથી, પણ જ્યાં છઠ્ઠી વિભક્તિ વાપરી હોય ત્યાં એ પ્રમાણે કરવું ખરૂં.

**ઉત્પન્ન કરવું, પ્રગટ કરવું, પેદા કરવું, દગ્ધ કરવું ઈ.** એઓ પણ ઉપર જણાવેલાં ક્રિયાપદોની માફક બે મળીને એક ક્રિયા બતાવે છે. ઉત્પન્ન કરવું-ઉપજાવવું ઈ. તથાપિ તેમાં ને આમાં ફેર છે. ઉત્પન્ન, પ્રગટ, આદિ શબ્દો સંસ્કૃતમાં ધાતુ સાધિત વિશેષણ છે. આપણામાં ક્રિયાપદ સાથે આવેલા છે, માટે તેમને ક્રિયાવિશેષણમાં ગણી શકીએ. એટલે જગત ઉત્પન્ન કર્યું, તેણે ચોપડી પ્રગટ કરી, ઇ. માં ઉત્પન્ન, પ્રગટ, આદિને ક્રિયાવિશેષણમાં ગણી, કર્યું એનેજ ફકત સકર્મક ક્રિયાપદ કહીએ. કોઈ ઉત્પન્ન, પ્રગટ, આદિને જગત, ચોપડી, આદિનાં વિશેષણ ગણે તોપણ ચાલે.આજ વર્ગમાં, માલમ પડ્યું, દાખલ કર્યું, રવાને કર્યા, રજુ કર્યા ઈ. ગણાય.

**દાન દેવું, દાન લેવું, પાઠ કરવો** ઇ૦ ને પણ કોઈ સંયુક્ત ક્રિયાપદ કરવા ધારેછે, પણ આપણામાં જ્યારે દાન પાઠ, ઈ. શુદ્ધ નામ છે, ત્યારે તેમને નામ ગણી, દેવું, કરવું ઇ. ક્રિયાપદનાં કર્મ ગણવાં એજ વધારે સારૂં છે.

મારાથી તે પડશે તો પાડીશ, તેનાથી તે મરેતો મરે. પડશે, મરે એ પડાશે, મરાયની બરાબર છે. પણ શક્ય ભેદની કંઈ નિશાની ન હોવાથી તેમને મૂળ ભેદમાં ગણી તેને કર્ત્તા, અને મારાથી, તેનાથીને કારણ પાંચમી ગણીએ. મારાથી થશે તો કરીશ. એમાં થશે ને પણ મૂળ ભેદમાંજ ગણવું, ને શક્ય ભેદનો અર્થ બતાવવો.

**મારાથી તેને અડાયું**. અડાયું શક્ય ભેદમાં છે, માટે કર્મ કર્ત્તા થાય. કર્મ બીજી વિભક્તિમાં છે, તથાપિ તેને કર્ત્તા અર્થે બીજી ગણવી.

**કરીને**—કૃદંત, કામ કરીને પરવાર્યો. શબ્દયોગી અવ્યય, છરીએ કરીને કપાયું. કરીને=વડે થાય, ત્યાં તેને શબ્દયોગીમાં ગણીએ.

**કરતાં**—ક્રિયાપદ, ઘરમાં તેઓ રોજ કજીઆ કરતાં. કૃદંત, લવરી કરતાં નવરાઈ ન મળે ઇ૦ શબ્દયોગી, તે મારા કરતાં મોટો છે. કરતાં=થી થાય ત્યારે શબ્દયોગી.

**ઉભો**—કલમ ૨૪૦-૨૪૪ મી જુઓ. જઈ ઉભા ક્રિયાપદ, ભૂતકાળ. ઉભા છે—રહ્યો—થયો અહીં કૃદંત.

**પાછળ**—વિશેષણ, પાછળ બુદ્ધિનો (પાછલો સાફ વિશેષણ થાય છે). ક્રિયાવિશેષણ, તેઓ પાછળ આવ્યા. શબ્દ યોગી. તમારી પાછળ કોણ ઉભું છે? આવા શબ્દ ક્રિયાવિશેષણ ને શબ્દયોગી ક્યારે થાય તે વિષે પાનું ૯૮ મું જુઓ.

**ઉપરનો**—ઉપરનો છોકરા, તળેનું ઘર. આગળની વાત ઇ. માં ઉપર, તળે, આગળ એ જાણે નામ હોય તેમ વિભ-

ક્તિ ધારણ કરીને છોકરો, ઘર, વાત સાથે સંબંધ રાખેછે. એમનું વ્યાકરણ નામ કરાય નહીં. માટે વિભક્તિ સહિત આખા શબ્દને વિશેષણમાં ગણી શકીએ.

**માટે**, વાસ્તે-ઉભયાન્વયી, વરસાદ આવ્યો માટે સોંઘું થયું; તેમણે કહ્યુ વાસ્તે આપણે કરવું જોઇએ. શબ્દયોગી, છોકરાને માટે—વાસ્તે લાવો.

**શા માટે**. શા વાસ્તે, એથી-તેથી કરીને ઇ૦ ને માટે ક. ૨૬૩ મી જુઓ.

**આવું**, આટલું, આવડું, જેવું, કેવું, કેટલું ઇ૦ વિશેષ્ય વગર વપરાય તો સર્વ નામ,વિશેષ્ય સાથે વપરાયતો વિશેષણ, અને વિશેષણ સાથે આવે તો ક્રિયાવિશેષણ થાય. જેવો, તેવો, વખત બતાવનાર ક્રિયાવિશેષણ પણ થાય છે. જેમ, જેવો તે દોડ્યો તેવોજ પડ્યો.

**વારુ**—એથી પ્રશ્ન થતો હોય તો કેવળ પ્રયોગી, કેમ વારુ? તમે આવશો વારુ ! વારુ તમે આવશો કે નહીં ! બીજે ઠેકાણે એ ક્રિયાવિશેષણ થાય. જેમ, વેહેલા ઉઠજો. વારુ. વારુ, યાદ રાખજે.

**કે**—ઉભયાન્વયી, તે લખે છે કેઃ-તમે આવશો કે? વળી આવ્યો કે? આ બે વાક્યમાં કે કેવળ પ્રયોગી અવ્યય જેવો છે. તમે આવશો કે એમાં નહીં આવો નો અધ્યાહાર સમજીએ તો કે ઉભયાન્વયી જણાશે. જેમ તમે આવશો કે (નહીં આવો).

**હશે**—હોય, એકલાં વપરાયછે. જેમ. હશે, કંઈ ફિકર નહીં. હોય, રાજાનાં છોકરાં છે. આવે ઠેકાણે હશે, હોય એમને ભાવકર્તૃકક્રિયાપદ ગણવાં.

---

## પદચ્છેદને વાસ્તે નમુના.

**૧ છોકરે ચોપડી વાંચી.**

**છોકરે**—એ સામાન્ય નામ, નર જાતિ, કર્ત્તા અર્થે ત્રીજીનું એકવચન. વાંચી એ ક્રિયાપદનો કર્ત્તા.

**ચોપડી**—એ સામાન્ય નામ, નારીજાતી, કર્મ અર્થે પેહેલીનું એક વચન. વાંચી ક્રિયાપદનું કર્મ.

**વાંચી**—સકર્મક ક્રિયાપદ, વાંચ ધાતુ, સ્વાર્થ, મૂળભેદ, ભૂતકાળ, નારીજાતિ, ત્રીજો[૧] પુરૂષ, એકવચન, છોકરો કર્ત્તા, ચોપડી કર્મ, કર્મણીપ્રયોગ.

**તે રાંડ મને એટલું દુઃખ દે છે, કે મારાથી ઘરમાં ઉભાં પણ રહેવાતું નથી.**

**તે**—વિશેષણ રૂપે ત્રીજો પુરૂષ સર્વનામ, નારીજાતિ, એકવચન. એનું વિશેષ્ય રાંડ.

**રાંડ**—સામાન્ય નામ, નારીજાતિ, કર્ત્તા અર્થે પેહેલીનું એકવચન. દેછે એ ક્રિયાપદનો કર્ત્તા.

**મને**—હું એ નરજાતિ પેહેલા પુરૂષ સર્વનામને કર્મ અર્થે બીજીનું એક વચન. દેછે એ ક્રિયાપદનું અનુપસ્થ કર્મ. છે

**એટલું**—પેહેલા પ્રકારનું વિશેષણ, નાન્યતરજાતિ, ને એક વચન. એનું વિશેષ્ય દુઃખ.

**દુઃખ**—ભાવ વાચક નામ, નાન્યતરજાતિ, કર્મ અર્થે પેહેલીનું એકવચન. દેછે ક્રિયાપદનું ઉપસ્થ કર્મ.

**દેછે**—સકર્મક દ્વીકર્મી ક્રિયાપદ, દે ધાતુ, સ્વાર્થ. મૂળભેદ, વર્ત્તમાનકાળ, ત્રીજો પુરૂષ, નારી[૨]જાતિ ( રાંડ પ્રમાણે ) ને

---

૧. જે કાળને જાતિ લાગેછે તે પુરૂષ વડે ફરતા નથી માટે તેમને પુરૂષ ન લગાડે તો પણ ચાલે.

૨. જે કાળ જાતિથી ફરતા નથી પણ પુરૂષથી ફરેછે તેમને જાતિ ન લગાડે તો ચાલે.

એક વચન. રાંડ કર્ત્તા, દુઃખ ને મને કર્મ, કર્ત્તરી પ્રયોગ.

કે—વાક્ય વર્ધક ઉભયાન્વયી અવ્યય. તે રાંડ મને એટલું દુઃખ દે છે, અને મારાથી ઘરમાં ઉભાં પણ રહેવાતું નથી, એ બે વાક્યને સાંધે છે.

મારા[૩]થી—હું એ પેહેલા પુરૂષ, નરજાતિના સર્વનામને કારણ અર્થે પાંચમીનું એક વચન. રેહેવાતું નથી એ શક્ય ભેદના ક્રિયાપદનો ખરો કર્ત્તા.

ઘરમાં—ઘર એ નાન્યતર જાતિના સામાન્ય નામને અધિકરણ અર્થે સાતમીનું એકવચન.

ઉભાં—કૃદંત અવ્યય.

પણ—ક્રિયાવિશેષણ અવ્યય, ઉભાંનો ગુણ બતાવે છે.

રહેવાતું નથી—એ રહેવાય છે, આ અકર્મક ક્રિયાપદનું અકરણ રૂપ, રહે ધાતુ, સ્વાર્થ, શક્યભેદ, વર્ત્તમાનકાળ, ત્રીજો પુરૂષ, નાન્યતરજાતિ, ને એકવચન. રેહેવાવાનું એ ક્રિયાપદનો ભાવ કર્ત્તા, ને ભાવે પ્રયોગ.

૩. જો આવડતું હોય તો તમારે શામાટે લખવું ન જોઇએ!

જો—કારણ બોધક ઉભયાન્વયી અવ્યયઃ તોની સાથે સંબંધ રાખનાર, અને સરતવાળા વાક્યમાં પ્રથમ આવનાર.

આવડતું હોય—આ સકર્મક સંયુક્ત ક્રિયાપદ, આવડ ધાતુ, મૂળભેદ, સંકેતાર્થ, ચાલુ અનિયમિત વર્ત્તમાનકાળ, ત્રીજો પુરૂષ, નાન્યતર જાતિ, ને એક વચન. કર્ત્તા આવડવાનું (અધ્યાહાર), કર્મ તમને (અધ્યાહાર), કર્ત્તરી પ્રયોગ.

---

૩. પેહેલા બીજા પુરૂષમાં રા વધવા પછી ચોથા અને તે પછીની વિભક્તિઓ લાગે છે તેથી જાણે છઠી સાથે તે વિભક્તિ આવી હોય એમ જણાય છે. મારે માટે મારાથી તારામાં એ ચોથી પાંચમી ને છઠી વિભક્તિઓજ છે.

**તો**—ઉભયાન્વયી અવ્યય, જેની સાથેના સંકેતાર્થ વાક્યના બીજા ભાગમાં વપરાયો છે.

**તમારે**—બીજા પુરૂષ સર્વનામને કર્ત્તા અર્થે ત્રીજીનું બહુ વચન ( અહીં એક જણને કહેતા હોઇએ તો માન અર્થે ). એ લખવું ન જોઇએ આ સંયુક્ત ક્રિયાપદનો કર્ત્તા.

**શામાટે**—કારણ દર્શક રીત બતાવનાર ક્રિયાવિશેષણ અવ્યય. લખવું ન જોઇએ આ ક્રિયાપદનો ગુણ બતાવેછે. અથવા શા એ પ્રશ્નાર્થક સર્વનામ, અને માટે એ શબ્દયોગી અવ્યય એમ જુદું વ્યાકરણ પણ થાય.

**લખવું ન જોઇએ**—લખવું જોઇએ આ સકર્મક સંયુક્ત ક્રિયાપદનું અકરણ રૂપ. લખ ધાતુ, મૂળભેદ, આજ્ઞાર્થ ભવિષ્ય અનિ. વ. કાળ, ત્રીજો પુરૂષ, નાન્યતર જાતિ, ને એક વચન. તમારે કર્ત્તા, લખવાનું (અધ્યાહાર) કર્મ, કર્મણી પ્રયોગ. (ન ને જુદો પાડી નકાર બતાવનાર ક્રિયાવિશેષણ અવ્યયમાં ગણીએ, તો પછી અકરણ રૂપ કહેવાની જરૂર નથી).

૪. **ઉત્તમરામનું કામ સરકારમાં રજુ થયું ખરૂં, પણ કોણ જાણે ક્યારે એ જવાબ લખાશે.**

**ઉત્તમરામનું**—વિશેષ નામ, નરજાતિ, છઠ્ઠીનું એકવચન. કામ સાથે સંબંધ બતાવે છે.

**કામ**—દુઃખ પ્રમાણે, કર્ત્તા અર્થે પેહેલી. થયું ક્રિયાપદનો કર્ત્તા.

**સરકારમાં**—સામાન્ય નામ, નારી જાતિ (મૂળે શબ્દ નારીજાતિનો છે, રાજા એકલાને લગાડીને કોઇવાર નરજાતિમાં વાપરેછે), અધિકરણ અર્થે સાતમીનું એક વચન.

**રજુ**—ક્રિયાવિશેષણ અવ્યય. થયુંની ક્રિયા પૂર્ણી કરનાર.

**થયું**—અકર્મક ક્રિયાપદ, થા ધાતુ, મૂળભેદ, સ્વાર્થ, ભૂ-

તકાળ, નાન્યતર જાતિ, એકવચન. કામ કર્તા, કર્તરી પ્રયોગ.

**ખરૂં**—નિશ્ચયાર્થ ક્રિયાવિશેષણ. થયુંનો ગુણ બતાવનાર.

**પણ**—વિરૂદ્ધ અર્થ દર્શક ઉભયાન્વયી. ઉત્તમરામથી ખરૂં લગણનું, અને કોણથી લખાશે લગીના બે વાક્યની વિરૂદ્ધતા બતાવેછે.

**કોણ**—પ્રશ્નાર્થક સર્વનામ, સામાન્ય જાતિ (અથવા નાન્યતર), કર્તા અર્થે પેહેલીનું એકવચન. જાણે ક્રિયાપદનો કર્તા.

**જાણે**—સકર્મક ક્રિયાપદ, જાણ ધાતુ, મૂળભેદ, સંકેતાર્થ, અનિયમિત વર્તમાનકાળ, ત્રીજો પુરૂષ, સામાન્ય (અથવા નાન્યતર) જાતિ, એકવચન. કોણ કર્તા, જાણવાનું આગળનું વાક્ય (ક્યારે એ લખાશે) કર્મ, કર્તરી પ્રયોગ.

**ક્યારે**—અમુક કાળ વાચક ક્રિયા વિશેષણ અવ્યય. લખાશેનો વખત બતાવેછે.

**એ**—ક્રિયાવિશેષણ, ક્યારેની સાથે આવેલુંછે.

**જવાબ**—ભાવ વાચક નામ, નરજાતિ, કર્તા અર્થે પેહેલીનું એકવચન. લખાશે આ શક્ય ભેદના ક્રિયાપદનો કર્તા.

**લખાશે.**—આ અકર્મક ક્રિયાપદ, લખધાતુ, શક્યભેદ, સંકેતાર્થ, ભવિષ્યકાળ, ત્રીજો પુરૂષ, એકવચન; જવાબ કર્તા, કર્તરીપ્રયોગ.

**૫. જેણે કરીને તમે દુઃખ પામોછો તે બીજાને જણાવતા રહોતો ઠીક.**

**જેણે**—સંબંધી સર્વનામ, નાન્યતર (સામાન્ય) જાતિ, શબ્દયોગી અવ્યયના સંબંધે ત્રીજીનું એકવચન. કરીને, સાથે સંબંધ.

**કરીને**—કારણદર્શક શબ્દયોગી અવ્યય. પામોછો, એ ક્રિયાપદ સાથે સંબંધ, અને જેણેની સાથે જોડાએલો છે.

**તમે**—બીજો પુરૂષ સર્વનામ, નરજાતિ, કર્તા અર્થે પેહેલીનું બહુવચન (બહેરૂં અથવા માન અર્થે). પામોછો એ ક્રિયાપદનો કર્ત્તા.

**દુઃખ**—પૃષ્ટ ૧૭૯ મે દુઃખ પ્રમાણે. પામોછોનું કર્મ.

**પામોછો**—સકર્મક ક્રિયાપદ, પામ ધાતુ, મૂળભેદ, સ્વાર્થ, વર્ત્તમાનકાળ, બીજો પુરૂષ, નરજાતિ,ને બહુવચન. તમે કર્તા. દુઃખ કર્મ, કર્ત્તરી પ્રયોગ.

**તે**—દર્શક સર્વનામ, નાન્યતર (સામાન્ય)જાતિ, કર્મ અર્થે પેહેલીનું એકવચન. એ જેણે ના સંબંધમાં છે, અને જણાવતા રહો એ ક્રિયાપદનું ઉપસ્થ કર્મ છે.

**બીજાને**—સામાન્ય સર્વનામ, નરજાતિ, કર્મ અર્થે બીજીનું એક વચન. જણાવતા રહો, આ સંયુક્ત ક્રિયાપદનું અનુપસ્થ કર્મ.

**જણાવતા રહો**—આ સંયુક્ત સકર્મક ક્રિયાપદ, જણાવ ધાતુ. મૂળભેદ, આજ્ઞાર્થ, અનિયમિત ચાલુ વર્ત્તમાનકાળ, બીજો પુરૂષ, નરજાતિને બહુવચન. તમે કર્તા, તે અને બીજાને કર્મ, કર્ત્તરી પ્રયોગ.

**તો.**—કારણ બોધક ઉભયાન્વયી અવ્યય; તે બીજાને જણાવતા રહો, અને ઠીક (તથા તે પછી કોઈ ક્રિયાપદનો અધ્યાહારછે તે સુધાં)ને સાંધેછે.

**ઠીક.** ગુણદર્શક રીતિવાચક ક્રિયાવિશેષણ અવ્યય. એની પછી થાય, અથવા બીજી જે ક્રિયા અધ્યાહાર છે તેનો ગુણ બતાવે છે.

**૬. વાહ ભાઈ! તમારે મન હું તો બેવકુફજ તો.**

**વાહ**—કેવળ પ્રયોગી અવ્યય.

**ભાઈ**—સામાન્ય નામ,નરજાતિ, સંબોધનનું એકવચન.

**તમારે**—બીજો પુરૂષ સર્વનામ, નરજાતિ, સંબંધ દર્શક બીજીનું બહુ વચન (માનાર્થે) મન સાથે સંબંધ.

**મન**—દુઃખ પ્રમાણે. પેહેલી વિભક્તિ અધિકરણ અર્થે (ત્રીજી અથવા સાતમીની બરાબર).

**હું**—પેહેલો પુરૂષ સર્વનામ, સામાન્ય જાતિ, કર્તા અર્થે. પેહેલીનું એક વચન. છું આ અધ્યાહાર ક્રિયાપદનો કર્તા.

**તો**—ક્રિયાવિશેષણ, હું ની સાથે આવ્યો છે.

**બેવકુફ**—ગુણ વિશેષણ, સામાન્ય જાતિ, એક વચન. વિધાન પક્ષમાં વપરાએલું. એનું વિશેષ્ય હું.

**જ**—ક્રિયાવિશેષણ, બેવકુફની સાથે આવ્યો છે.

**તો**—ક્રિયાવિશેષણ.છું એ અધ્યાહાર ક્રિયાપદ સાથે સંબંધ.

**૭ ભક્ષ કરે પણ માંહે ભૂખ, ઠાલીને ઠાલી રેહે કૂખ;**
**એમજ અખો કહે નિરધાર, ભણતર મિથ્યા વગરવિચાર.**

**ભક્ષકરે**—સંયુ. સક.ક્રિ, ભક્ષ ધાતુ,મૂળભેદ, સ્વાર્થ,અનિ૦ વર્ત્ત૦(વર્તમાન ભક્ષ કરેછે ની બરોબર)કાળ, ત્રી૦ પુ૦ સા૦ જાતિ, એક વ૦. ભક્ષ કરનાર કર્ત્તા, ભક્ષ કરવાનું કર્મ, કર્ત્ત૦ પ્ર૦

**પણ**—વિરુ૦અ૦દ૦ઉભયા૦અવ્યય, ભક્ષ કરે, અને માંહે ભુખ એ બેનું વિરૂદ્ધપણું બતાવે છે.

**માંહે**—અમુ૦ સ્થળ વા૦ શબ્દ૦ અવ્યય, પેટ અથવા કુખ (અધ્યાહાર) સાથે સંબંધ.

**ભૂખ**—ભાવવા૦ નામ, નારીજા૦ કર્ત્તા અર્થે પે૦નું એક વ૦ રેહેછે, એવા કોઈ અધ્યાહાર ક્રિ૦નો કર્ત્તા.

**ઠાલી**—કૃદંત વિશેષણ, નારીજા૦, એક વ૦. કુખ વિશેષ્ય.

**ને**—સમુ૦ દ૦ ઉભયા૦ અવ્યય. ઠાલી અને ઠાલીને જોડે છે.

**ઠાલી**—ઉપરના ઠાલી પ્રમાણે.

**રહે**—અક૦ ક્રિ, રહે ધા૦, મૂળભે૦, સ્વાર્થ, અનિ૦ વ૦ (વર્ત૦ રેહેછે ની બરાબર), ત્રી૦ પુ૦, નારીજા૦, એક વ૦, કુખ કર્તા, કર્તરી પ્ર૦,

**કુખ**—સામાન્યના૦, નારી જા૦, કર્તા અર્થે પે૦નું એક વ૦, રેહેનો કર્તા.

**એમ**—રી૦દ૦ ક્રિ૦ વિ૦ અવ્યય. કહેનો ગુણ બતાવેછે.

**જ**—ક્રિયાવિશેષણ. એમની સાથે આવ્યો છે.

**અખો**—વિશેષનામ, નરજાતિ, એક વ૦ 'કહે' ક્રિ૦ ના કર્તા અર્થે પેહેલી૦

**કહે**—સક૦ ક્રિ૦, કહે ધા૦, મૂળભેદ, સ્વાર્થ, અનિ૦ (=વર્ત૦) કાળ, ત્રી૦ પુ૦, નરજા૦, એક વ૦, અખો કર્તા કહેવાનું પછીનું વાક્ય કર્મ, કર્ત૦ પ્ર૦.

**નિરધાર**—નિશ્ચ૦ રીતિ દ૦, ક્રિ૦ અવ્યય, કહે (અથવા છે અધ્યા૦) નો ગુણ૦.

**ભણુતર**—ભા૦ ના૦, નાન્યજા૦, છે અધ્યા૦ક્રિ૦નો કર્તા.

**મિથ્યા**—વિશે૦, નાન્ય૦ જા૦, એ૦ વ૦, ભણુતરનું વિશેષણ વિ૦ પક્ષમાં.

**વગર**—શબ્દયોગી અવ્યય, વિચાર સાથે જોડાઈ, છે અધ્યા૦ સાથે સંબંધ રાખેછે.

**વિચાર**—ભા૦ નામ, નરજા૦, પે૦નું એ૦ વ૦, શબ્દ યો૦ અ૦ વગર૦ ના સંબંધમાં.

**૮. શશિ તો કુમુદ કમળને, સૂર્ય પ્રફુલિત કરેછ પંકજને,**
**કાંજે વશિજન રાખે, પરસ્રીસંગે પરાંગમુખી મનને.**

શકુંતલા ગ્ર૦ કૃત.

**શશી**—વિ૦ નામ, નરજા૦, કરેછે, અધ્યાહાર ક્રિ૦ ના કર્તા અર્થે પેહેલી.

**તો**—ક્રિ૦ વિ૦ અવ્યય. શશિ સાથે આવ્યોછે.

**કુમુદકમળને**—ષષ્ઠીતત્પુરૂષ સમાસ નામ, નાન્ય. જા૦ એકવ૦, કરેછે અધ્યા૦ ક્રિ૦ના કર્મ અર્થે બીજી.

**સૂર્ય**—શશી પ્રમાણે. કરેછના કર્ત્તા અર્થે પેહેલી.

**પ્રફુલ્લિત**—ગુણવાચક વિશેષણ (અથવા ક્રિ૦વિ૦ અ-વ્યય,) પંકજ (કે કરેછે) નો ગુણ બતાવે છે.

**કરેછ**=કરેછે. સક૦ ક્રિ૦, કર ધા૦, મૂળભે૦, સ્વાર્થ, વ૦ કા૦, ત્રી૦પુ૦, નરજા૦, એકવ૦, સૂર્ય કર્ત્તા, પંકજને કર્મ. કર્ત્ત૦પ્ર૦.

**પંકજને**—સા૦નામ, નાન્ય૦જા૦, કરે છે ક્રિ૦ના કર્મ અર્થે બીજીનું એકવ૦.

**કાંજે**—કારણ બો૦ ઉભયા૦ અવ્યય. ઉપલા ને હવે પછીના વાક્યને જોડનાર.

**વશિજન**—કર્મધારય સમાસનામ, નરજા૦, રાખે એ ક્રિયાપદના કર્ત્તા અર્થે પે૦નું એક (અથવા બહુ) વચન.

**રાખે**—સક૦ ક્રિ૦, રાખ ધા૦, મુળભે૦, સ્વાર્થ, અનિ૦ વ. (=વર્ત્ત૦ રાખેછે) ત્રી૦ પુ૦, નર જા૦, એક (કે બહુ)વ૦, વશિજન કર્ત્તા, મનને કર્મ, કર્ત્તરિ, પ્ર૦.

**પરસ્ત્રીસંગે**—ષ્ટષ્ઠી+દ્વીતિયા તત્પુરૂષ સમાસ, નરજાતિ. અધિ૦ અર્થે ત્રી. નું એક વ૦.

**પરાંગ મુખી**—બહુવ્રીહિ સમાસ, વિશેષણ, નાન્ય૦ જા૦ એકવ૦, એનું વિશેષ્ય મન.

**મનને**—ભા૦ નામ, નાન્ય. જા૦, કર્મ અર્થે બી૦ નું એ૦ વ૦. રાખે ક્રિ. નું કર્મ.

નીચેની કવિતાઓમાંથી ફકત અઘરા શબ્દો મોટે અક્ષરે છે તેમનુંજ જેટલું જરૂરનું લાગ્યું તેટલું બ્યાકરણ કરી બતાવ્યું છે.

૯. નર સેજ સુબુદ્ધિ ન વાવરેશે, વરસે વરસાદ મરે તરશે,
તરશે નહીં નાવ મળે સરસે; સરશે નહીં કામ પ્રભુ પરશે.

દલપતરામ.

૧૦. પીડા પામતિ પીળિ તે, વિરહિણી, યોગી વિયોગે મદા,
સ્વપ્નાસ્થ વિચારમાં ઢળિપડિ, શૈયાથિ "વ્હાલા" વદી

નર્મપદ્ય.

૧૧. અન્તાવતા લગણ શું કરશે મૃગોની,
સ્ત્રીસાથ એ, નિકર, સોબત એ કહોની,
એને ઘણી પ્રિય વસે, હરણી બધી જે,
બંને તણાં નયન એક, સમાન કાંજે.

તછોડીછ તમામ રમ્ય જળસો, રાજે પ્રધાનો વળી,
સેવા કારણ પૂર્વવત્ નૃપ કને નિત્યે ન જાએ મળી,
કદિ રાત્રિ વિચારમાં ક્ષણમપિ નિદ્રા ન લે એ જરી,
શૈયામાં નહિં જંપતો લગારરે, આલોટતો એ ફરી.

શકુંતલા ઝ. કૃત.

સેજ—ક્રિયા વિ. વાવરશેનું.

વાવરેશે—ક્રિયાપદ, સંકેતાર્થ, ભવિષ્યકાળ (અનિ૦ વ૦ ના અર્થમાં), કર્ત્તા નર, સુબુધિ કર્મ, કર્તરી પ્ર.

વરસે—કૃદંત વિશેષણ, વરસાદ વિશેષ્ય.

મરે—અક. ક્રિ. કર્ત્તા નર.

તરશે—ભાવવાચક નામ, કારણ અર્થે ત્રીજી.

તરશે—અક. ક્રિ. કર્ત્તા નર.

મળે—ભૂત કૃદંત. કારણ અર્થે ત્રીજી.

સરસે—સરસ વિશેષણ નાવનું.

સરશે—અક. ક્રિ. કર્ત્તા. કામ.

પરશે—નામ. સાધન અર્થે ત્રીજી.

**પામતિ**—વર્તમાન કૃદંત.

**યોગી**—( શીવ ) નામ. છઠ્ઠીના લોપથી પહેલી૦.

**મદી**—વિશેષણ તે ( પાર્વતી ) નું.

**શ્વપ્નાવસ્થ વિચારમાં** ષષ્ટી+સપ્તમી તત્પુ. સમાસનામ.

**ઢળિ પડી**—સંયુ ક્રિ. કર્તા તે.

**વ્હાલા**—વિશેષણ નામ રૂપે.

**વદી**—ભૂત કૃદંત અવ્યય.

**અન્તાવતા**—અંત+આવતા. અંતનામ અથવા ક્રિયા વિશેષણ. આવતા કૃદંત.

**નિકર**—(=નહિતો) ક્રિ. વિ.

**કહોની**—કહો+ની. કહેસ. ક્રિયાપદ. ની, નિશ્ચયાર્થ ક્રિયા. વિ. અવ્યય.

**ઘણી**—ક્રિયા વિ. અ. પ્રિયનો ગુણ બતાવેછે.

**નયન**—છે અધ્યાહારનો કર્તા.

**કાંજે**—કારણ બોધક ઉભયાન્વયી અ.

**તર્જોડેછ**—સક. ક્રિ. રાજા ( અધ્યા૦ ) કર્તા, જણસો કર્મ કર્તરી પ્રયોગ

**તમામ**—વિશેષણ જણસોનું.

**રમ્ય**—વિશેષણ. જણસો વિશેષ્ય.

**રોજે**—કાળ વાચક ક્રિયાવિશેષણ, જાએ નું. અથવા નામ ત્રીજીનું એકવચન, કાળદર્શક.

**વળી**—ક્રિયા વિશેષણ. પ્રધાનો સાથે આવેલું. જાએ ક્રિ. નું વિશેષપણું બતાવે છે.

**પૂર્વવત**—રીતિ બતાવનાર ક્રિ. વિશેષણ. જાએનું.

**કને**—શબ્દયોગી સ્થળ વાચક.

**મળી**—કૃદંત અવ્યય. ભૂતકાળ.

**ક્ષણમપિ**—કાળવાચક ક્રિ. વિ. લેનું. ક્ષણં+અપિ મળીને થયોછે. ક્ષણને નામ કરી અપિને ક્રિયાવિશેષણ કરે તોપણ ચાલે.

**જરી**—ક્રિયાવિશેષણ, લેનું. અથવા વિશેષણ નિદ્રાનું.

**જંપતો**—અકર્મક ક્રિયાપદ. (ચાલુ) વર્તમાનકાળના અર્થમાં.

**લગિર**—ક્રિયાવિશેષણ જંપતોનું.

**રે**—કેવળપ્રયોગી.

**આળોટતો**—જંપતો પ્રમાણે.

**ફરી**—કૃદંત અવ્યય, (ક્રિયાવિશેષણ રૂપે).

